સ્વ૦ ગાંધી રાયચંદભાઈ રતનશીભાઇના સ્મરણાર્થે

॥ ૐ ॥

શ્રી

# આત્મજ્યોતિ
## ભાગ ૨.

સંગ્રાહક:

ભાયાણી હરિલાલ જીવરાજભાઈ
કાપડિયા—ભાવનગર.

પ્રકાશક:

ગાંધી દામોદર રાયચંદભાઈ—બોટાદ.

વીર સં. ૨૪૬૫ વિ. સં. ૧૯૯૫.

મૂલ્ય–વાંચન, મનન, અને નિદિધ્યાસન.

## બે બોલ.

આ પુસ્તક બે વર્ષ પહેલાં પ્રગટ થયેલ '**આત્મજ્યોતિ**' પુસ્તકના બીજા ભાગ તરીકે છે. આમાં સદ્‌ગત પરમ કૃપાળુ **શ્રીમદ્ રાજચંદ્રે** જિજ્ઞાસુઓને લખેલા અમુક પત્રોનો સંગ્રહ છે. મનુષ્યોને પોતાના આત્માનો વિકાસ કરવામાં જ્ઞાની પુરુષના **સત્સમાગમ** અને સત્શાસ્ત્રદ્વારા જિનતત્ત્વના જ્ઞાનની તથા વિશાળ બુદ્ધિ, **મધ્યસ્થતા, સરળતા,** જિતેંદ્રિયપણું વગેરે સદ્‌ગુણોની આવશ્યકતા છે; તેમજ **મનુષ્ય** જીવનમાં આવી પડતી અનેક સાંસારિક ઉપાધીઓ અને દેહને થતી અનેક પ્રકારની માંદગીઓ—આવા અનેક દુઃખરૂપ લાગતા પ્રસંગોમાં શાંતિદ્વારા **સહન**, વેદનની ઘણી જરૂર છે. આ દરેક વિષયને ચર્ચતા પત્રોની પસંદગી કરેલી છે. તે ઉપરાંત જીવસ્વરૂપ, જડ–ચેતનનો ભેદ, જીવનના અંતિમ સમયનું કર્ત્તવ્ય–સૂચન, સગાંસંબંધીના મૃત્યુથી લાગતાં દુઃખોમાં શાંતિદાયક દિલાસાપત્રો, વીતરાગ ધર્મવિષયક આધ્યાત્મિક પત્રો ચૂંટી સંગ્રહ કરવામાં આવ્યો છે.

આ પત્રોદ્વારા સદ્‌ગત પરમકૃપાળુ અધ્યાત્મી સત્પુરુષ **શ્રીમદ્ રાજચંદ્રના** નીતિ, ઉચ્ચ સંસ્કાર, વિદ્વત્તા, આદર્શ **ગૃહસ્થાશ્રમ, વૈરાગ્ય,** નિઃસ્પૃહતા, અધ્યાત્મ વગેરે સદ્‌ભાવોનું જ્ઞાન થશે.

આ સંગ્રહ તેના વાચકોને આદર્શ ગૃહસ્થાશ્રમ, આદર્શ ત્યાગધર્મના સત્પથે દોરી, આત્મામાં આત્મજ્યોતિ પ્રગટાવી મોક્ષનું પરમ સુખ આપે તેવી હૃદયપૂર્વક ભાવના ભાવતો અને આ પુસ્તકમાં રહેલ સ્ખલના માટે ક્ષમા યાચતો—

| ભાવનગર<br>પોષદશમી–વીર સં. ૨૪૬૫. | સંતસેવક,<br>ભાયાણી હરિલાલ જીવરાજ |
|---|---|

આત્માર્થી સત્પુરુષ શ્રી કાનજી સ્વામી.

વર્ષ ૪૯મું. વિ. સં. ૧૯૯૫.

શ્રી લક્ષ્મી આર્ટ પ્રિન્ટરી-ભાવનગર.

**પરમપૂજ્ય, અધ્યાત્મજ્ઞાનયોગી**
**સત્પુરુષ શ્રીકાનજીસ્વામીના પવિત્ર-**
**ચરણકમળમાં—**

આપના પવિત્ર સત્સમાગમથી મુમુક્ષુ આત્માઓ જ્ઞાનપીપાસુ બની સત્યનો આસ્વાદ લઈ રહ્યા છે; આપના જ્ઞાન, ધ્યાન, ત્યાગ, વૈરાગ્ય વગેરે સદ્દગુણો સાથે આત્મતત્ત્વના ઉપદેશની અમૃત વાણીની સુવાસ આ કળિકાળમાં ખૂબ પ્રસરી રહી છે. જૈનદર્શનના ઉત્તમ તત્ત્વોનું અને જડ-ચૈતન્યના ભેદનું ઊંડું રહસ્ય આપની નસેનસમાં પ્રસરી રહ્યું છે. પુન્યના પ્રબળયોગે સત્પુરુષને ઓળખી શકાય છે. આપશ્રીનો સર્વ જીવ પ્રત્યેનો સમભાવ, પ્રેમ આપની ઉચ્ચ દશાની ખાતરી આપે છે. આપના અનેક સદ્દગુણોથી અને આપના આત્મજ્ઞાનની મધુર ખુશબોથી આકર્ષાઈ અમારા પૂજ્ય પિતાશ્રી **ગાંધી રાયચંદભાઈ રતનશીભાઈના** સ્મરણાર્થે તૈયાર થયેલું આ આધ્યાત્મિક પુસ્તક આપશ્રીના ચરણકમળમાં સમર્પી અમે આનંદ પામીએ છીએ.

આપશ્રીના ચરણરજ સેવકો,

બોટાદ
વીર સં. ૨૪૬૫
પોષદશમી.

મણિલાલ, નંદલાલ,
દામોદર, ચંપકલાલ,
હીરાલાલ.

# સ્મરણાંજલિ

સ્વ. પૂજ્ય તીર્થસ્વરૂપ,

પિતાશ્રી રાયચંદભાઈ રતનશીભાઈ ગાંધી—

અમો બાળકોને તેમજ આપણા કુટુંબને આપ ગમગીનીમાં મૂકી ચાલ્યા ગયા છો, આપની શીતળ, મધુર છાયા અને અમીદષ્ટિ અમે ગુમાવ્યાં છે, આપની ખોટ અમને બધાને અસહ્ય થઈ પડી છે; આપના જીવનની મીઠાશ જગતમાં ક્ષણે ક્ષણે, ડગલે અને પગલે નજરે પડે છે; વળી આપે વ્યાપારીજીવન કુશળતાપૂર્વક કેળવી કુટુંબ, સંઘ, જ્ઞાતિ, મહાજન, રાજ્ય અને સ્નેહીવર્ગમાં કીર્તિ, માન સંપાદન કર્યાં છે. આપનું ધાર્મિક જીવન ઉત્તમ હતું. સત્પુરુષ પ્રત્યે પૂજ્યભાવ, પ્રેમ આપનામાં ઉલ્લસતાં હતાં. આપનામાં રહેલ સાદાઈ, નિરભિમાન વગેરે ગુણો અમને બોધપાઠ આપે છે, આપની અંતિમ અવસ્થા શાન્ત હતી. સત્પુરુષ પ્રત્યે પ્રેમ, ભક્તિભાવ દર્શાવી, સર્વ જીવોને ક્ષમાવી આપે સમાધિભાવે આયુષ્ય પૂરું કર્યું છે. આપના આવા ઉત્તમ જીવનના સ્મરણદ્વારા અમે આશ્વાસન લઈએ છીએ અને દુ:ખને વિસ્મરીએ છીએ.

**ગાંધી રાયચંદભાઈ રતનશી—બોટાદ.**

જન્મ વિ. સં. ૧૯૧૮. દેહોત્સર્ગ વિ. સં. ૧૯૯૩.

શ્રી લક્ષ્મી આર્ટ પ્રીન્ટરી—ભાવનગર.

આપના વિયોગનું દુઃખ અમે ભૂલીએ ત્યાં તો આપણા વહાલા સગા અને અમારા મુરબ્બીશ્રી **પરી૦ ઉગરચંદભાઇ મૂળચંદભાઇ** (રાજરત્ન શેઠ-લીંબડીવાળા) ના **અવસાનથી** આખા કુટુંબને ઘણી દિલગીરી થઈ છે. સ્વર્ગસ્થની ઉદારતા, ગરીબો પ્રત્યે અનુકંપા, પરોપકારવૃત્તિ, કેળવણી માટે પ્રેમ વગેરે સદ્‌ગુણો જગજાહેર છે.

કુદરતનો ક્રમ કોઈથી ફેરવી શકાતો નથી. શાંતિદ્વારા સહન એ ધર્મ સમજી બન્ને વડીલોના સુસંસ્કારો જીવનમાં ઉતારી વ્યવહારમાં રહીએ એમ અંતરમાં આશા સેવીએ છીએ.

આ પ્રસંગે સદ્‌ગત **ભાઇશ્રી શિવલાલભાઈ**, બહેન **શ્રીસમર્થબહેન, અચરત બહેન, શાન્તા બહેન** અને ભાઇ **બાબુભાઈ**ના સદ્‌ગુણોનું સ્મરણ કરી તે બધાં ભાંડુઓને અંજલિ અર્પી આપના સ્મરણાર્થે તૈયાર થયેલું આધ્યાત્મિક પુસ્તક પૂજ્ય બાળબ્રહ્મચારી, આત્માર્થી સદ્‌ગુરુ શ્રીકાનજી સ્વામીના પવિત્ર ચરણકમળમાં સમર્પી કૃતાર્થ થઇએ છીએ.

## આપના બાળકો,

| | |
|---|---|
| **બહેન કસ્તુર.** | **મણિલાલ.** |
| **બહેન રંભા.** | **નંદલાલ.** |
| **બહેન અજવાળી.** | **દામોદર.** |
| **બહેન કાન્તા.** | **ચંપકલાલ.** |
| **બહેન કમળાવતી.** | **હીરાલાલ.** |
| **બહેન વિમળાદેવી.** | |

# વિષય સુચિ.

અ

| વિષય | પૃષ્ઠાંક. |
|---|---|

આ



ઇ

ઈ



ઉ



એ



ઔ



ક

ચ



છ



જ

ત



દ



ન

## પ



## બ



## ભ

મ



ર

લ



વ



શ

**સ**

## હ



## જ્ઞ

---

મંગળાચરણ.

## જિનેશ્વરની વાણી.

મનહર છંદ.

અનંત અનંત ભાવ ભેદથી ભરેલી ભલી,
અનંત અનંત નય નિક્ષેપે વ્યાખ્યાની છે;
સકળ જગત હિતકારિણી હારિણી મોહ,
તારિણી ભવાબ્ધિ મોક્ષચારિણી પ્રમાણી છે.
ઉપમા આપ્યાની જેને તમા રાખવી તે વ્યર્થ,
આપવાથી નિજ મતિ મપાઇ મેં માની છે;
અહો! રાજચંદ્ર બાળ ખ્યાલ નથી પામતા એ,
જિનેશ્વરતણી વાણી, જાણી તેણે જાણી છે.

# આત્મજયોતિ. ભાગ ૨.

૧

**વવાણીઆ. માહ શુદ ૧૪ બુધ. ૧૯૪૫.**

**સત્પુરુષોને નમસ્કાર.**

**સમ્યગ્દષ્ટિ કયારે થવાય ?**

અનંતાનુબંધી ક્રોધ, અનંતાનુબંધી માન, અનંતાનુબંધી માયા અને અનંતાનુબંધી લોભ એ ચાર તથા મિથ્યાત્વમોહિની, મિશ્રમોહિની, સમ્યક્ત્વમોહિની એ ત્રણ એમ એ સાત પ્રકૃતિ જ્યાંસુધી ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષય થતી નથી ત્યાંસુધી સમ્યગ્દષ્ટિ થવું સંભવતું નથી. એ સાત પ્રકૃતિ જેમ જેમ મંદતાને પામે તેમ તેમ સમ્યક્ત્વનો ઉદય થાય છે. તે પ્રકૃતિયોની ગ્રંથી છેદવી પરં દુલ્લભ છે. જેની તે ગ્રંથી છેદાઈ તેને આત્મા હસ્તગત થવો સુલભ છે. તત્ત્વજ્ઞાનીઓએ એ જ ગ્રંથીને ભેદવાનો ફરિફરીને બોધ કર્યો છે. જે આત્મા અપ્રમાદપણે તે ભેદવા ભણી દૃષ્ટિ આપશે તે આત્મા આત્મત્વને પામશે એ નિઃસંદેહ વાત છે.

સદ્‌ગુરુના ઉપદેશવિના અને જીવની સત્પાત્રતાવિના એમ થવું અટક્યું છે. તેની પ્રાપ્તિ કરીને સંસારતાપથી અત્યંત તપાયમાન આત્માને શીતળ કરવો એજ કૃતકૃત્યતા છે.

"ધર્મ" એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. તે બાહ્યસંશોધનથી મળવાની નથી. અપૂર્વ અંતરસંશોધનથી તે પ્રાપ્ત થાય છે. જે અંતરસંશોધન કોઈક મહાભાગ્ય સદ્‌ગુરુ અનુગ્રહે પામે છે.

એક ભવના થોડા સુખમાટે અનંત ભવનું અનંત દુઃખ નહીં વધારવાનું પ્રયત્ન સત્પુરુષો કરે છે.

સ્યાત્પદ આ વાત પણ માન્ય છે કે બનનાર છે તે ફરનાર નથી અને ફરનાર છે તે બનનાર નથી. તો પછી ધર્મપ્રયત્નમાં, આત્મિક હિતમાં અન્ય ઉપાધિને આધીન થઈ પ્રમાદ શું ધારણ કરવો ? આમ છે છતાં દેશ, કાળ. પાત્ર, ભાવ જોવાં જોઇએ.

સત્પુરુષોનું યોગબળ જગતનું કલ્યાણ કરો.

**પ્રણામ નિરાગશ્રેણિસમુચ્ચયે.**

૨

**વવાણીઆ. ફા. શુદ ૯ રવિ. ૧૯૪૫.**

**નિરાગી મહાત્માઓને નમસ્કાર.**

**જડકર્મમાં આત્મબુદ્ધિથી અબોધતા.**

કર્મ એ જડ વસ્તુ છે. જે જે આત્માને એ જડથી જેટલો જેટલો આત્મબુદ્ધિએ સમાગમ છે, તેટલી તેટલી જડતાની એટલે અબોધતાની તે આત્માને પ્રાપ્તિ હોય, એમ અનુભવ થાય છે. આશ્ચર્યતા છે, કે પોતે જડ છતાં ચેતનને અચેતન મનાવી રહ્યાં છે ! ચેતન ચેતનભાવ ભૂલી જઈ તેને સ્વસ્વરૂપ જ માને છે. જે પુરુષો તે કર્મ સંયોગ અને તેના ઉદયે ઉત્પન્ન થયેલા પર્યાયોને સ્વસ્વરૂપ નથી માનતા અને પૂર્વસંયોગો સત્તામાં છે, તેને અબંધ પરિણામે ભોગવી રહ્યા છે, તે આત્માઓ સ્વભાવની ઉત્તરોત્તર ઊર્ધ્વશ્રેણી પામી શુદ્ધ ચેતન ભાવને પામશે. આમ કહેવું સપ્રમાણ છે. કારણ અતીત કાળે તેમ થયું છે, વર્તમાન કાળે તેમ થાય છે, અનાગત કાળે તેમ જ થશે. કોઈ પણ આત્મા ઉદયી કર્મને ભોગવતાં સમત્વશ્રેણીમાં પ્રવેશ કરી અબંધ પરિણામે વર્તશે, તો ખચીત ચેતનશુદ્ધિ પામશે.

**સત્પુરુષ મળ્યે મોક્ષ હથેળીમાં.**

આત્મા વિનયી [ થઈ ], સરળ અને લઘુત્વભાવ પામી સદૈવ સત્પુરુષના ચરણકમળ પ્રતિ રહ્યો, તો જે મહાત્માઓને નમસ્કાર

કર્યો છે તે મહાત્માઓની જે જાતિની ઋદ્ધિ છે, તે જાતિની ઋદ્ધિ સંપ્રાપ્ય કરી શકાય.

અનંત કાળમાં કાંતો સત્પાત્રતા થઈ નથી અને કાંતો સત્પુરુષ (જેમાં સદ્ગુરુત્વ, સત્સંગ અને સત્કથા એ રહ્યાં છે.) મળ્યા નથી; નહીં તો નિશ્ચય છે, કે મોક્ષ હથેળીમાં છે.

ઇષત્ પ્રાગ્ભારા એટલે સિદ્ધિ, પૃથ્વીપર ત્યાર પછી છે.—એને સર્વ શાસ્ત્ર પણ સંમત છે. (મનન કરશો). અને આ કથન ત્રિકાળ સિદ્ધ છે.

૩

**વવાણીઆ વિ. સં. ૧૯૪૫ જ્યેષ્ઠ સુદ ૪ રવિ.**

**पक्षपातो न मे वीरे, न द्वेषः कपिलादिषु ।**
**युक्तिमद्वचनं यस्य, तस्य कार्यः परिग्रहः—**

**—श्रीहरिभद्राचार्य.—**

**જાતિસ્મરણજ્ઞાન.**

પુનર્જન્મ સંબંધી મારાં વિચાર દર્શાવવા આપે સૂચવ્યું તે માટે અહિં પ્રસંગ પરતું સંક્ષેપમાત્ર જણાવું છું:—

અ. મારૂં કેટલાક નિર્ણયપરથી આમ માનવું થયું છે કે, આ કાળમાં પણ કોઈ કોઈ મહાત્માઓ ગતભવને જાતિસ્મરણજ્ઞાનવડે જાણી શકે છે; જે જાણવું કલ્પિત નહીં પણ સમ્યક્ હોય છે. ઉત્કૃષ્ટ સંવેગ, જ્ઞાનયોગ અને સત્સંગથી પણ એ જ્ઞાન પ્રાપ્ત થાય છે. એટલે શું કે ભૂતભવ પ્રત્યક્ષાનુભવરૂપ થાય છે.

જ્યાંસુધી ભૂતભવ અનુભવગમ્ય ન થાય ત્યાંસુધી ભવિષ્યકાળનું ધર્મપ્રયત્ન શંકાસહ આત્મા કર્યા કરે છે; અને શંકાસહ પ્રયત્ન તે યોગ્ય સિદ્ધિ આપતું નથી.

### પુનર્જન્મની પ્રતીતિ.

આ. 'પુનર્જન્મ છે;' આટલું પરોક્ષ-પ્રત્યક્ષે નિઃશંકત્વ જે પુરુષને પ્રાપ્ત થયું નથી, તે પુરુષને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય એમ શાસ્ત્રશૈલી કહેતી નથી. પુનર્જન્મને માટે શ્રુતજ્ઞાનથી મેળવેલો આશય મને જે અનુભવગમ્ય થયો છે તે કંઈક અહિં દર્શાવી જઉં છઉં.

### ચૈતન્ય, જડ, ઉપયોગ.

(૧) 'ચૈતન્ય' અને 'જડ' એ બે ઓળખવાને માટે તે બન્ને વચ્ચે જે ભિન્ન ધર્મ છે તે પ્રથમ ઓળખાવો જોઇએ; અને તે ભિન્ન ધર્મમાં પણ મુખ્ય ભિન્ન ધર્મ જે ઓળખવાનો છે તે આ છે કે, 'ચૈતન્ય'માં 'ઉપયોગ' (કોઈ પણ વસ્તુનો જે વડે બોધ થાય તે વસ્તુ) રહ્યો છે, અને 'જડ'માં 'તે' નથી. અહિં કદાપિ આમ કોઈ નિર્ણય કરવા ઇચ્છે કે, 'જડ'માં 'શબ્દ', 'સ્પર્શ', 'રૂપ', 'રસ' અને 'ગંધ' એ શક્તિઓ રહી છે; અને ચૈતન્યમાં તે નથી; પણ એ ભિન્નતા આકાશની અપેક્ષા લેતાં ન સમજાય તેવી છે, કારણ તેવા કેટલાક ગુણો આકાશમાં પણ રહ્યા છે; જેવા કે, નિરંજન, નિરાકાર, અરૂપી ઇ૦ તો તે આત્માની સાદૃશ્ય ગણી શકાય, કારણ ભિન્ન ધર્મ ન રહ્યા; પરંતુ ભિન્ન ધર્મ 'ઉપયોગ' નામનો આગળ કહેલો ગુણ તે દર્શાવે છે; અને પછીથી જડ ચૈતન્યનું સ્વરૂપ સમજવું સુગમ પડે છે.

### ઉપયોગના પ્રકાર.

(૨) જીવનો મુખ્ય ગુણ વા લક્ષણ છે તે 'ઉપયોગ' (કોઈ પણ વસ્તુસંબંધી લાગણી; બોધ; જ્ઞાન). અશુદ્ધ અને અપૂર્ણ ઉપયોગ જેને રહ્યો છે તે જીવ "વ્યવહારનયની" અપેક્ષાએ—" આત્મા સ્વસ્વરૂપે પરમાત્મા જ છે, પણ જ્યાંસુધી સ્વસ્વરૂપ યથાર્થ સમજ્યો નથી ત્યાંસુધી (આત્મા) છદ્મસ્થ જીવ છે–પર-

માત્મદશામાં આવ્યા નથી. શુદ્ધ અને સંપૂર્ણ યથાર્થ ઉપયોગ જેને રહ્યો છે તે પરમાત્મદશાને પ્રાપ્ત થયેલો આત્મા ગણાય. અશુદ્ધ ઉપયોગી હોવાથી જ આત્મા કલ્પિત જ્ઞાન ( અજ્ઞાન )ને સમ્યગ્જ્ઞાન માની રહ્યો છે; અને સમ્યગ્જ્ઞાન વિના પુનર્જન્મનો નિશ્ચય કોઈ અંશે પણ યથાર્થ થતો નથી. અશુદ્ધ ઉપયોગ થવાનું કંઈ પણ નિમિત્ત હોવું જોઈએ. તે નિમિત્ત અનુપૂર્વિએ ચાલ્યાં આવતાં બાહ્યભાવે ગ્રહેલાં કર્મ પુદ્ગલ છે. ( તે કર્મનું યથાર્થ સ્વરૂપ સૂક્ષ્મતાથી સમજવા જેવું છે, કારણ આત્માને આવી દશા કાંઈ પણ નિમિત્તથી જ હોવી જોઈએ; અને તે નિમિત્ત જ્યાં-સુધી જે પ્રકારે છે તે પ્રકારે ન સમજાય ત્યાંસુધી જે વાટે જવું છે તે વાટની નિકટતા ન થાય. ) જેનું પરિણામ વિપર્યય હોય તેનો પ્રારંભ અશુદ્ધ ઉપયોગ વિના ન થાય, અને અશુદ્ધ ઉપયોગ ભૂતકાળના કંઈ પણ સંલગ્ન વિના ન થાય. વર્તમાન-કાળમાંથી આપણે એકેકી પળ બાદ કરતા જઈએ, અને તપાસતા જઈએ, તો પ્રત્યેક પળ ભિન્ન ભિન્ન સ્વરૂપે ગઈ જણાશે. (તે ભિન્ન ભિન્ન થવાનું કારણ કંઈ હોય જ). એક માણસે એવો દૃઢ સંકલ્પ કર્યો કે, યાવત્ જીવનકાળ સ્ત્રીનું ચિંતવન પણ મારે ન કરવું; છતાં પાંચ પળ ન જાય, અને ચિંતવન થયું તો પછી તેનું કારણ જોઈએ. મને જે શાસ્ત્રસંબંધી અલ્પ બોધ થયો છે તેથી એમ કહી શકું છું કે, તે પૂર્વકર્મનો કોઈ પણ અંશે ઉદય જોઈએ. કેવાં કર્મનો? તો કહી શકીશ કે મોહનીય કર્મનો; કઈ તેની પ્રકૃતિનો? તો કહીશ કે, પુરુષવેદનો. ( પુરુષવેદની પંદર પ્રકૃતિ છે. ) પુરુષવેદનો ઉદય દૃઢ સંકલ્પે રોક્યો છતાં થયો તેનું કારણ હવે કહી શકાશે કે, કંઈ ભૂતકાળનું હોવું જોઈએ; અને અનુપૂર્વિએ તેનું સ્વરૂપ વિચારતાં પુનર્જન્મ સિદ્ધ થશે. આ સ્થળે બહુ દૃષ્ટાંતોથી કહેવાની મારી ઇચ્છા હતી; પણ ધાર્યા કરતાં

કહેવું વધી ગયું છે. તેમ આત્માને જે બોધ થયો તે મન યથાર્થ ન જાણી શકે. મનનો બોધ વચન યથાર્થ ન કહી શકે. વચનનો કથનબોધ પણ કલમ લખી ન શકે. આમ હોવાથી અને આ વિષયસંબંધે કેટલાક શૈલીશબ્દો વાપરવાની આવશ્યક્તા હોવાથી અત્યારે અપૂર્ણ ભાગે આ વિષય મૂકી દઉં છઉં. એ **અનુમાનપ્રમાણ** કહી ગયો. **પ્રત્યક્ષપ્રમાણસંબંધી** જ્ઞાનીદષ્ટ હશે, તો હવે પછી, વા દર્શનસમય મળ્યો તો ત્યારે કંઈક દર્શાવી શકીશ. આપના ઉપયોગમાં રમી રહ્યું છે, છતાં બેએક વચનો અહીં પ્રસન્નતાર્થે મૂકું છઉં:—

૧. સર્વ કરતાં આત્મજ્ઞાન શ્રેષ્ઠ છે.
૨. ધર્મવિષય, ગતિ, આગતિ નિશ્ચય છે.
૩. જેમ ઉપયોગની શુદ્ધતા તેમ આત્મજ્ઞાન પમાય છે.
૪. એ માટે નિર્વિકાર દૃષ્ટિની અગત્ય છે.
૫. 'પુનર્જન્મ' છે તે યોગથી, શાસ્ત્રથી અને સહજરૂપે અનેક સત્પુરુષોને સિદ્ધ થએલ છે.

**વિ૰ ધર્મજીવનના ઇચ્છુક**
**રાયચંદ રવજીભાઈના વિનયભાવે પ્રશસ્ત પ્રણામ.**

૪

**મુંબઈ. કાર્ત્તિક વદ ૩ રવિ, ૧૯૪૬.**

## સંસારમાં કઈ અવસ્થા સુખકર ?

આયુષ્યનું પ્રમાણ આપણે જાણ્યું નથી. બાલાવસ્થા અસમજમાં વ્યતીત થઈ. માનો કે ૪૬ વર્ષનું આયુષ્ય હશે, અથવા વૃદ્ધતા દેખી શકીશું એટલું આયુષ્ય હશે, પણ તેમાં શિથિલદશા સિવાય બીજું કંઈ જોઈ શકીશું નહીં. હવે માત્ર એક યુવાવસ્થા રહી તેમાં જો મોહનીયબળવત્તરતા ન ઘટી તો સુખથી નિદ્રા આવશે નહીં, નિરોગી રહેવાશે નહીં, માઠા સંકલ્પ વિકલ્પ ટળશે

નહીં અને ઠામ ઠામ આથડવું પડશે—અને તે પણ રિદ્ધિ હશે તો થશે. નહીં તો પ્રથમ તેનું પ્રયત્ન કરવું પડશે. તે ઇચ્છા પ્રમાણે મળી ન મળી તો એક બાજુ રહી. પરંતુ વખતે પેટ પૂરતી મળવી દુર્લભ છે. તેની જ ચિંતામાં તેના જ વિકલ્પમાં, અને તે મેળવીને સુખ ભોગવીશું એ જ સંકલ્પમાં માત્ર દુઃખ સિવાય બીજું કંઈ દેખી શકીશું નહીં. એ વયમાં કોઈ કાર્યમાં પ્રવૃત્તિ કરતાં ફાવ્યા તો એકદમ આંખ ત્રિછી થઈ જશે. ન ફાવ્યા તો લોકનો ભેદ અને પોતાનો નિષ્ફળ ખેદ બહુ દુઃખ આપશે.

પ્રત્યેક વખત મૃત્યુના ભયવાળો, રોગના ભયવાળો, આજીવિકાના ભયવાળો, યશ હશે તો તેની રક્ષાના ભયવાળો, અપયશ હશે તો તેને ટાળવાના ભયવાળો, લેણું હશે તો તેને લેવાના ભયવાળો, દેણું હશે તો તેની હાયવોયના ભયવાળો, સ્ત્રી હશે તો તેની.........ના ભયવાળો, નહીં હોય તો તેને પ્રાપ્ત કરવાના ખ્યાલવાળો, પુત્રપુત્રાદિક હશે તો તેની કડાકૂટના ભયવાળો, નહીં હોય તો તેને મેળવવાના ખ્યાલવાળો. ઓછી રિદ્ધિ હશે તો વધારેના ખ્યાલવાળો, વધારે હશે તો તેને બાથ ભરવાના ખ્યાલનો એમ જ પ્રત્યેક સાધનો માટે અનુભવ હશે. ક્રમ કે વિક્રમે ટૂંકામાં કહેવાનું કે, સુખનો સમય હવે કયો કહેવો ? બાલાવસ્થા ? યુવાવસ્થા ? જરાવસ્થા ? નિરોગાવસ્થા ? રોગાવસ્થા ? ધનાવસ્થા ? નિર્ધનાવસ્થા ? ગૃહસ્થાવસ્થા ? અગૃહસ્થાવસ્થા ?

એ સર્વ પ્રકારની બાહ્ય મહેનત વિના અનુત્તર અંતરંગ વિચારણાથી જે વિવેક થયો તે જ આપણને બીજી દૃષ્ટિ કરાવી, સર્વકાળને માટે સુખી કરે છે. એટલે કહ્યું શું ? તો કે વધારે જીવાયું તો પણ સુખી, ઓછું જીવાયું તો પણ સુખી, પાછળ જન્મવું હોય તો પણ સુખી, ન જન્મ હોય તો પણ સુખી.

૫

વવાણીઆ. બી. ભા. શુદ ૧૪ રવિ. ૧૯૪૬.

## સમ્યગ્દશાના શમાદિ પાંચ લક્ષણો.

મુમુક્ષુતાનાં અંશોએ ગૃહાયેલું તમારું હૃદય પરમ સંતોષ આપે છે. અનાદિકાળનું પરિભ્રમણ હવે સમાપ્તતાને પામે એવી જિજ્ઞાસા, એ પણ એક કલ્યાણ જ છે. કોઈ એવો સમય યથાયોગ્ય સમય આવી રહેશે કે જ્યારે ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ થઇ રહેશે. નિરંતર વૃત્તિયો લખતા રહેશો.

જિજ્ઞાસાને ઉત્તેજન આપતા રહેશો. અને નીચેની ધર્મકથા શ્રવણ કરી હશે તથાપિ ફરિફરી તેનું સ્મરણ કરશો. સમ્યગ્દશાનાં પાંચ લક્ષણો છે.

શમ.
સંવેગ.
નિર્વેદ.
આસ્થા.
} અનુકંપા

ક્રોધાદિક કષાયોનું શમાઈ જવું, ઉદય આવેલા કષાયોમાં મંદતા થવી, વાળી લેવાય તેવી આત્મદશા થવી અથવા અનાદિ કાળની વૃત્તિયો શમાઈ જવી તે શમ.

મુક્ત થવા સિવાય બીજી કોઈ પણ પ્રકારની ઇચ્છા નહીં, અભિલાષા નહીં તે સમ્વેગ.

જ્યારથી એમ સમજાયું કે ભ્રાંતિમાં જ પરિભ્રમણ કર્યું; ત્યારથી હવે ઘણી થઈ! અરે જીવ! હવે થોભ, એ નિર્વેદ.

મહાત્મ્ય જેનું પરમ છે એવા નિસ્પૃહી પુરુષોનાં વચનમાં જ તલ્લીનતા તે શ્રદ્ધા—આસ્થા.

એ સઘળાં વડે જીવમાં સ્વાત્મતુલ્ય બુદ્ધિ તે અનુકંપા.

આ લક્ષણો અવશ્ય મનન કરવાં યોગ્ય છે. સ્મરવાં યોગ્ય છે. ઇચ્છવાં યોગ્ય છે. અનુભવવાં યોગ્ય છે.

૬

મુંબઈ. કાર્તિક શુદ ૫ સોમ. ૧૯૪૭.

**મોક્ષના કારણરૂપ મંગળ વાક્યો.**

### સત્પુરુષના એકેક વાક્યમાં, એકેક શબ્દમાં, અનંત આગમ રહ્યાં છે, એ વાત કેમ હશે?

નીચેનાં વાક્યો પ્રત્યેક મુમુક્ષુઓને મેં અસંખ્ય સત્પુરુષોની સમ્મતિથી મંગળરૂપ માન્યાં છે. મોક્ષનાં સર્વોત્તમ કારણરૂપ માન્યાં છે.

૧. માયિક સુખની સર્વપ્રકારની વાંછા ગમે ત્યારે પણ છોડ્યા વિના છૂટકો થવો નથી; તો જ્યારથી એ વાક્ય શ્રવણ કર્યું, ત્યારથી જ તે ક્રમનો અભ્યાસ કરવો યોગ્ય જ છે એમ સમજવું.

૨. કોઈ પણ પ્રકારે સદ્‌ગુરુનો શોધ કરવો; શોધ કરીને તેના પ્રત્યે તન, મન, વચન અને આત્માથી અર્પણબુદ્ધિ કરવી, તેની જ આજ્ઞાનું સર્વ પ્રકારે નિઃશંકતાથી આરાધન કરવું; અને તો જ સર્વ માયિક વાસનાનો અભાવ થશે એમ સમજવું.

૩. અનાદિકાળના પરિભ્રમણમાં અનંતવાર શાસ્ત્રશ્રવણ, અનંતવાર વિદ્યાભ્યાસ, અનંતવાર જિનદીક્ષા, અનંતવાર આચાર્યપણું પ્રાપ્ત થયું છે. માત્ર સત્ મળ્યા નથી, સત્ સુણ્યું નથી, અને સત્ શ્રધ્યું નથી, અને એ મળ્યે, એ સુણ્યે, અને એ શ્રધ્યે જ છૂટવાની વાર્તાનો આત્માથી ભણકાર થશે.

૪. મોક્ષનો માર્ગ બહાર નથી, પણ આત્મામાં છે.

૭

મુંબઈ. મહા વદ ,, ૧૯૪૭.

**સત્-સ્વરૂપ.**

'સત્' એ કંઈ દૂર નથી, પણ દૂર લાગે છે. અને એજ જીવનો મોહ છે. 'સત્' જે કંઈ છે, તે 'સત્ જ' છે; સરલ છે;

સુગમ છે; અને સર્વત્ર તેની પ્રાપ્તિ હોય છે; પણ જેને ભ્રાંતિ-રૂપ આવરણતમ વર્ત્તે છે તે પ્રાણીને તેની પ્રાપ્તિ કેમ હોય? અંધકારનાં ગમે તેટલા પ્રકાર કરીએ, પણ તેમાં કોઈ એવો પ્રકાર નહીં આવે કે જે અજવાલારૂપ હોય; આવરણ તિમિર જેને છે એવાં પ્રાણીની કલ્પનામાંની કોઈ પણ કલ્પના 'સત્' જણાતી નથી અને 'સત્'ની નજીક સંભવતી નથી. 'સત્' છે તે ભ્રાંતિ નથી. ભ્રાંતિથી કેવલ વ્યતિરિક્ત ( જુદું ) છે; કલ્પનાથી 'પર' (આઘે) છે; માટે જેની પ્રાપ્ત કરવાની દૃઢ મતિ થઈ છે, તેણે પોતે કંઈ જ જાણતો નથી એવો દૃઢ નિશ્ચયવાલો પ્રથમ વિચાર કરવો. અને પછી 'સત્'ની પ્રાપ્તિ માટે જ્ઞાનીને શરણે જવું; તો જરૂર માર્ગની પ્રાપ્તિ થાય.

આ જે વચનો લખ્યાં છે તે સર્વ મુમુક્ષુને પરમ બંધવરૂપ છે; પરમ રક્ષકરૂપ છે; અને એને સમ્યક્ પ્રકારે વિચાર્યેથી પરમપદને આપે એવાં છે; એમાં નિર્ગ્રંથ પ્રવચનની સમસ્ત દ્વાદશાંગી, ષડ્ દર્શનનું સર્વોત્તમ તત્ત્વ અને જ્ઞાનીનાં બોધનું બીજ સંક્ષેપે કહ્યું છે; માટે ફરિફરીને તેને સંભાળજો; વિચારજો, સમજજો; સમજવા પ્રયત્ન કરજો; અને બાધ કરે એવા બીજા પ્રકારોમાં ઉદાસીન રહેજો; એમાં જ વૃત્તિનો લય કરજો. એ તમને અને કોઈપણ મુમુક્ષુને ગુપ્તરીતે કહેવાનો અમારો મંત્ર છે; એમાં 'સત્' જ કહ્યું છે એ સમજવા માટે ઘણો વખત ગાલજો જ.

૮

મુંબઈ. ફા. ૧૯૪૭.

## સત્સંગે પરમાર્થદૃઢતા.

અનંત કાળથી જીવને અસત્ વાસનાનો અભ્યાસ છે. તેમાં એકદમ સત્ સંબંધી સંસ્કાર સ્થિત થતા નથી. જેમ મલીન દર્પણને વિષે યથાયોગ્ય પ્રતિબિંબ દર્શન થઈ શકતું નથી, તેમ

અસત્ વાસનાવાળા ચિત્તને વિષે પણ સત સંબંધી સંસ્કાર યથાયોગ્ય પ્રતિબિંબિત થતા નથી. ક્વચિત્ અંશે થાય છે; ત્યાં જીવ પાછો અનંત કાળનો જે મિથ્યા અભ્યાસ છે, તેના વિકલ્પમાં પડી જાય છે. એટલે તે ક્વચિત્ સતના અંશોપર આવરણ આવે છે. સત્ સંબંધી સંસ્કારોની દૃઢતા થવા સર્વ પ્રકારે લોક લજ્જાની ઉપેક્ષા કરી સત્સંગનો પરિચય કરવો શ્રેયસ્કર છે. લોકલજ્જા તો કોઈ મોટા કારણમાં સર્વ પ્રકારે ત્યાગવી પડે છે. સામાન્ય રીતે સત્સંગનો લોક સમુદાયમાં તિરસ્કાર નથી, જેથી લજ્જા દુઃખદાયક થતી નથી; માત્ર ચિત્તને વિષે સત્સંગના લાભનો વિચાર કરી નિરંતર અભ્યાસ કરવો; તો પરમાર્થને વિષે દૃઢતા થાય છે.

૯

**મુંબઈ. અશાડ શુદ ૮ સોમ. ૧૯૪૭.**

**મુમુક્ષાને અટકાવનાર સ્વચ્છંદ. માર્ગપ્રાપ્તિના કારણો.**

## નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન હોય છે. અને તેથી નિઃસંગતા પ્રાપ્ત હોય છે.

પ્રકૃતિના વિસ્તારથી જીવનાં કર્મ અનંત પ્રકારની વિચિત્રતાથી પ્રવર્ત્તે છે; અને તેથી દોષના પ્રકાર પણ અનંત ભાસે છે; પણ સર્વથી મોટો દોષ એ છે કે જેથી તીવ્ર મુમુક્ષુતા ઉત્પન્ન ન જ હોય, અથવા મુમુક્ષુતા જ ઉત્પન્ન ન હોય.

ઘણું કરીને મનુષ્યાત્મા કોઇને કોઈ ધર્મ મતમાં હોય છે; અને તેથી તે ધર્મ મત પ્રમાણે પ્રવર્ત્તવાનું તે કરે છે, એમ માને છે; પણ એનું નામ મુમુક્ષુતા નથી.

મુમુક્ષુતા તે છે કે સર્વ પ્રકારની મોહાસક્તિથી મૂંઝાઈ એક મોક્ષને વિષે જ યત્ન કરવો; અને તીવ્ર મુમુક્ષુતા એ છે કે અનન્ય પ્રેમે મોક્ષના માર્ગમાં ક્ષણે ક્ષણે પ્રવર્તવું.

તીવ્ર મુમુક્ષુતા વિષે અત્ર જણાવવું નથી; પણ મુમુક્ષુતા વિષે જણાવવું છે; કે તે ઉત્પન્ન થવાનું લક્ષણ પોતાના દોષ જોવામાં અપક્ષપાતતા એ છે. અને તેને લીધે સ્વચ્છંદનો નાશ હોય છે. સ્વચ્છંદ જ્યાં થોડી અથવા ઘણી હાનિ પામ્યો છે, ત્યાં તેટલી જ બોધબીજજોગ્ય ભૂમિકા થાય છે. સ્વચ્છંદ જ્યાં પ્રાયે દબાયો છે, ત્યાં પછી "માર્ગ પ્રાપ્તિ" ને રોકનારાં ત્રણ કારણો મુખ્ય કરીને હોય છે, એમ અમે જાણીએ છીએ.

આ લોકની અલ્પ પણ સુખેચ્છા, પરમ વિનયની ઓછાશ અને પદાર્થનો અનિર્ણય, એ બધાં કારણો ટાળવાનું બીજ હવે પછી કહેશું. તે પહેલાં તે જ કારણોને અધિકતાથી કહીએ છીએ.

આ લોકની અલ્પ પણ સુખેચ્છા, એ ઘણું કરીને તીવ્ર મુમુક્ષુતાની ઉત્પત્તિ થયા પહેલાં હોય છે. તે હોવાનાં કારણો નિઃશંક પણે તે 'સત્' છે એવું દૃઢ થયું નથી, અથવા તે 'પરમાનંદ' રૂપ જ છે, એમ પણ નિશ્ચય નથી, અથવા તો મુમુક્ષુતામાં પણ કેટલોક આનંદ અનુભવાય છે, તેને લીધે બાહ્ય શાતાનાં કારણો પણ કેટલીકવાર પ્રિય લાગે છે; અને તેથી આ લોકની અલ્પ પણ સુખેચ્છા રહ્યા કરે છે, જેથી જીવની જોગ્યતા રોકાઈ જાય છે

**પદાર્થ નિર્ણય.**

---

તથારૂપ ઓળખાણ થયે સદ્ગુરુમાં પરમેશ્વર બુદ્ધિ રાખી તેમની આજ્ઞાએ પ્રવર્ત્તવું તે પરમ વિનય કહ્યો છે. તેથી પરમ જોગ્યતાની પ્રાપ્તિ હોય છે. એ પરમ વિનય જ્યાંસુધી આવે નહીં ત્યાંસુધી જીવને યોગ્યતા આવતી નથી.

કદાપિ એ બન્ને થયાં હોય, તથાપિ વાસ્તવિક તત્ત્વ પામવાની કંઈ જોગ્યતાની ઓછાશને લીધે પદાર્થ નિર્ણય ન થયો હોય તો ચિત્ત વ્યાકુળ રહે છે, અને મિથ્યા સમતા આવે છે; કલ્પિત પદાર્થ વિષે 'સત્'ની માન્યતા હોય છે. જેથી કાળેકરી અપૂર્વ

પદાર્થને વિષે પરમ પ્રેમ આવતો નથી, અને એજ પરમ જોગ્યતાની હાનિ છે.

આ ત્રણે કારણો ઘણું કરીને અમને મળેલા ઘણાખરા મુમુક્ષુમાં અમે જોયાં છે. માત્ર બીજાં કારણની કંઈક ન્યૂનતા કોઈ કોઈ વિષે જોઈ છે. અને જો તેઓમાં સર્વપ્રકારે પરમ વિનયની ખામિની ન્યૂનતા થવાનું પ્રયત્ન હોય તો જોગ્ય થાય, એમ જાણીએ છૈયે. પરમ વિનય એ ત્રણેમાં બળવાન સાધન છે. અધિક શું કહીએ? અનંત કાળે એ જ માર્ગ છે.

પહેલું અને ત્રીજું કારણ જવાને માટે બીજાં કારણની હાનિ કરવી, અને પરમ વિનયમાં વર્તવું યોગ્ય છે.

કળિયુગ છે, માટે ક્ષણવાર પણ વસ્તુ વિચાર વિના ન રહેવું એમ મહાત્માઓની શિક્ષા છે.

( ૨ )

મુમુક્ષુનાં નેત્રો મહાત્માને ઓળખી લે છે.

૧૦

**મુંબઈ. શ્રાવણ શુદ. ૧૯૪૭.**

**સત્સંગની દુર્લભતા.**

આ જગતને વિષે સત્સંગની પ્રાપ્તિ ચતુર્થ કાળ જેવા કાળને વિષે પણ પ્રાપ્ત થવી ઘણી દુર્લભ છે. તો આ દુષમ કાળને વિષે પરમ દુર્લભ હોવી સંભાવ્ય છે; એમ જાણી જે જે પ્રકારે સત્સંગના વિયોગમાં પણ આત્મામાં ગુણોત્પત્તિ થાય તે તે પ્રકારે પ્રવર્ત્તવાનો પુરુષાર્થ વારંવાર, વખતોવખત અને પ્રસંગે પ્રસંગે કર્ત્તવ્ય છે, અને નિરંતર સત્સંગની ઇચ્છા, અસત્સંગમાં ઉદાસીનતા રહેવામાં મુખ્ય કારણ તેનો પુરુષાર્થ છે, એણ જાણી જે કંઈ નિવૃત્તિનાં કારણો હોય તે તે કારણોનો વારંવાર વિચાર કરવો યોગ્ય છે

જે પુરુષ બીજા એવા પ્રકારના વિચાર અકર્ત્તવ્યરૂપ જાણી આત્મકલ્યાણને વિષે ઉજમાલ થાય છે, તેને કંઈ નહીં જાણતાં છતાં, તેજ વિચારનાં પરિણામમાં જે કરવું ઘટે છે, અને કોઈ પ્રકારે થતું નથી એમ ભાસ્યમાન થયેલું તે પ્રગટ થવાનું તે જીવને વિષે કારણ ઉત્પન્ન થાય છે, અથવા કૃતકૃત્યતાનું સ્વરૂપ ઉત્પન્ન થાય છે.

## દોષિત જીવોના ત્રણ પ્રકાર.

દોષ કરે છે એવી સ્થિતિમાં આ જગતના જીવોના ત્રણ પ્રકાર જ્ઞાની પુરુષે દીઠા છે. (૧) કોઈ પણ પ્રકારે જીવ દોષ કે કલ્યાણનો વિચાર નથી કરી શક્યો અથવા કરવાની જે સ્થિતિ તેમાં બેભાન છે, એવા જીવોનો એક પ્રકાર છે. (૨) અજ્ઞાનપણાથી અપ્રસંગના અભ્યાસે ભાસ્યમાન થયેલા બોધથી દોષ કરે છે તે ક્રિયાને કલ્યાણસ્વરૂપ માનતા એવા જીવોનો બીજો પ્રકાર છે. (૩) ઉદયાધીનપણે માત્ર જેની સ્થિતિ છે, સર્વ પરસ્વરૂપનો સાક્ષી છે એવો બોધસ્વરૂપ જીવ માત્ર ઉદાસીનપણે કર્ત્તા દેખાય છે એવા જીવોનો ત્રીજો પ્રકાર છે.

એમ ત્રણ પ્રકારના જીવ સમૂહ જ્ઞાની પુરુષે દીઠા છે. ઘણું કરી પ્રથમ પ્રકારને વિષે સ્ત્રી, પુત્ર, મિત્ર, ધનાદિ પ્રાપ્તિ અપ્રાપ્તિના પ્રકારને વિષે તદાકાર પરિણામી જેવા ભાસતા એવા જીવો સમાવેશ પામે છે. જુદા જુદા ધર્મની નામક્રિયા કરતા એવા જીવો, અથવા સ્વચ્છંદ પરિણામી એવા પરમાર્થમાર્ગે ચાલીએ છૈયે એવા બુદ્ધિએ ગૃહીત જીવો તે બીજા પ્રકારને વિષે સમાવેશ પામે છે. સ્ત્રી, પુત્ર, મિત્ર, ધનાદિ પ્રાપ્તિ અપ્રાપ્તિ આદિભાવને વિષે જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, અથવા થયા કરે છે, સ્વચ્છંદ પરિણામ જેનું ગળિત થયું છે, અને તે ભાવના વિચારમાં નિરંતર જેનું રહેવું છે. એવા જીવના દોષ તે ત્રીજા પ્રકારમાં સમાવેશ થાય

છે. જે પ્રકારે ત્રીજો સમૂહ સાધ્ય થાય તે પ્રકાર વિચાર છે. વિચારવાન છે તેને યથાબુદ્ધિએ સદ્ગ્રંથે, સત્સંગે તે વિચાર પ્રાપ્ત થાય છે, અને અનુક્રમે દોષ રહિત એવું સ્વરૂપ તેને વિષે ઉત્પન્ન હોય છે. એ વાત ફરિફરી સૂતાં તથા જાગતાં અને બીજે બીજે પ્રકારે વિચારવા, સંભારવા યોગ્ય છે.

૧૧

**મુંબઈ. પોષ વદ ૩ રવિ. ૧૯૪૮.**

**કર્ત્તા, કર્મ અને ક્રિયાપર વિચાર.**

એક પરિનામ કે ન કરતા દરબ દોય,
દોય પરિનામ એક દર્બ ન ધરતું હૈ;
એક કરતૂતિ દોઈ દર્બ કબ હો ન કરૈ,
દોઈ કરતૂતિ એક દર્બ ન કરતુ હૈ;
જીવ પુદ્ગલ એક ખેત અવગાહી દોઊ
અપને અપને રૂપ, કોઉ ન ટરતુ હૈ,
જડ પરિનામનિકો, કરતા હૈ પુદ્ગલ,
ચિદાનંદ ચેતન સુભાવ આચરતુ હૈ. (સમયસાર).

**એક પરિનામ કે ન કરતા દરબ દોય,**

(૧) વસ્તુ પોતાના સ્વરૂપમાં જ પરિણમે એવો નિયમ છે. જીવ જીવરૂપે પરિણમ્યા કરે છે, અને જડ જડરૂપે પરિણમ્યા કરે છે. જીવનું મુખ્ય પરિણમવું તે ચેતન (જ્ઞાન) સ્વરૂપ છે; અને જડનું મુખ્ય પરિણમવું તે જડત્વસ્વરૂપ છે. જીવનું જે ચેતન પરિણામ તે કોઈ પ્રકારે જડ થઈને પરિણમે નહીં, અને જડનું જડત્વપરિણામ તે કોઈ દિવસે ચેતનપરિણામે પરિણમે નહીં એવી વસ્તુની મર્યાદા છે. અને ચેતન, અચેતન એ બે પ્રકારના પરિણામ તો અનુભવસિદ્ધ છે. તેમાંનું એક પરિણામ બે દ્રવ્ય મળીને કરી શકે નહીં; અર્થાત્ જીવ અને જડ મળી કેવળ ચેત-

નપરિણામે પરિણમી શકે નહીં, અથવા કેવળ અચેતનપરિણામે પરિણમી શકે નહીં. જીવ ચેતનપરિણામે પરિણમે અને જડ અચેતન પરિણામે પરિણમે, એમ વસ્તુસ્થિતિ છે, માટે જિન કહે છે કે એક પરિણામ બે દ્રવ્ય કરી શકે નહીં. જે જે દ્રવ્ય છે તે તે પોતાની સ્થિતિમાં જ હોય, અને પોતાના સ્વભાવમાં પરિણમે.

### દોય પરિનામ એક દ્રવ્ય ન ધરતુ હૈ;

તેમજ એક દ્રવ્ય બે પરિણામે પણ પરિણમી શકે નહીં, એવી વસ્તુસ્થિતિ છે. એક જીવદ્રવ્ય તે ચેતન અને અચેતન એ બે પરિણામે પરિણમી શકે નહીં, અથવા એક પુદ્‌ગલદ્રવ્ય અચેતન અને ચેતન એ બે પરિણામે પરિણમી શકે નહીં. માત્ર પોતે પોતાનાં જ પરિણામમાં પરિણમે. ચેતનપરિણામ તે અચેતન પદાર્થને વિષે હોય નહીં, અને અચેતનપરિણામ તે ચેતનપદાર્થને વિષે હોય નહીં; માટે બે પ્રકારના પરિણામે એક દ્રવ્ય પરિણમે નહીં, બે પરિણામને ધારણ કરી શકે નહીં.

### એક કરતૂતિ દોઈ દર્બ કબ હૌં ન કરે,

માટે એક ક્રિયા તે બે દ્રવ્ય ક્યારે પણ કરે નહીં, બે દ્રવ્યનું મળવું એકાંતે હોવું યોગ્ય નથી. જો બે દ્રવ્ય મળીને એક દ્રવ્ય ઉપજતું હોય તો વસ્તુ પોતાનાં સ્વરૂપનો ત્યાગ કરે; અને એમ તો કોઈ કાળે બને નહીં કે વસ્તુ પોતાનાં સ્વરૂપનો કેવળ ત્યાગ કરે. જ્યારે એમ બનતું નથી, ત્યારે બે દ્રવ્ય કેવળ એક પરિણામને પામ્યા વિના એક ક્રિયા પણ ક્યાંથી કરે? અર્થાત્ ન જ કરે.

### દોઈ કરતૂતિ એક દર્બ ન કરતુ હૈ;

તેમજ બે ક્રિયા એક દ્રવ્ય ધારણ પણ કરે નહીં; એક સમયને વિષે બે ઉપયોગ હોઈ શકે નહીં માટે.

### જીવ પુદ્‌ગલ એક ખેત અવગાહી દોઈ,

જીવ અને પુદ્‌ગલ કદાપિ એક ક્ષેત્રને રોકી રહ્યાં હોય તોપણ

**અપને અપને રૂપ, કોઉ ન ટરત હૈ;**

પોતપોતાનાં સ્વરૂપથી કોઈ અન્ય પરિણામ પામતું નથી, અને તેથી કરીને જ એમ કહીએ છીએ કે,

**જડ પરિનામનિકો, કરતા હૈ પુદ્‌ગલ.**

દેહાદિક કરીને જે પરિણામ થાય છે તેનો પુદ્‌ગલ કર્ત્તા છે. કારણ કે તે દેહાદિ જડ છે; અને જડપરિણામ તો પુદ્‌ગલને વિષે છે. જ્યારે એમ જ છે તો પછી જીવ પણ જીવ સ્વરૂપે જ વર્ત્તે છે, એમાં કંઈ બીજું પ્રમાણ પણ હવે જોતું નથી; એમ ગણી કહે છે કે,

**ચિદાનંદ ચેતન સુભાઉ આચરતુ હૈ.**

કાવ્યકર્ત્તાનો કહેવાનો હેતુ એમ છે કે જો આમ તમે વસ્તુ-સ્થિતિ સમજો તો તો જડને વિષેનો જે સ્વસ્વરૂપભાવ છે તે મટે, અને સ્વસ્વરૂપનું જે તિરોભાવપણું છે તે પ્રગટ થાય. વિ-ચાર કરો, સ્થિતિ પણ એમ જ છે.

ઘણી ગહન વાતને અહીં ટૂંકામાં લખી છે. (જો કે) જેને યથાર્થ બોધ છે તેને તો સુગમ છે.

**એ વાતનો ઘણીવાર મનન કરવાથી કેટલોક બોધ થઈ શકશે.**

૧૨

**મુંબઈ. માહ શુદ ૫ બુધ. ૧૯૪૮.**

**આત્મવિસ્મરણ નિવારવા સત્સંગ.**

અનંતકાળ થયાં સ્વરૂપનું વિસ્મરણ હોવાથી અન્યભાવ જીવને સાધારણ થઈ ગયો છે. દીર્ઘકાળસુધી સત્સંગમાં રહી બોધભૂમિકાનું સેવન થવાથી તે વિસ્મરણ અને અન્યભાવની

સાધારણતા ટળે છે; અર્થાત્ અન્યભાવથી ઉદાસીનપણું પ્રાપ્ત હોય છે. આ કાળ વિષમ હોવાથી સ્વરૂપમાં તન્મયતા રહેવાની દુર્ઘટતા છે. તથાપિ સત્સંગનું દીર્ઘકાળ સુધી સેવન તે તન્મયતા આપે એમાં સંદેહ નથી થતો.

જીંદગી અલ્પ છે, અને જંજાળ અનંત છે; સંખ્યાત ધન છે, અને તૃષ્ણા અનંત છે; ત્યાં સ્વરૂપસ્મૃતિ સંભવે નહીં; પણ જ્યાં જંજાળ અલ્પ છે, અને જીંદગી અપ્રમત્ત છે, તેમજ તૃષ્ણા અલ્પ છે, અથવા નથી, અને સર્વ સિદ્ધિ છે ત્યાં સ્વરૂપસ્મૃતિ પૂર્ણ થવી સંભવે છે. અમૂલ્ય એવું જ્ઞાનજીવન પ્રપંચે આવરેલું વહ્યું જાય છે. ઉદય બળવાન છે!

૬૩

**મુંબઈ. માહ વદ ૯ સોમ. ૧૯૪૮.**

**શુદ્ધ આત્મદ્રવ્ય અર્થાત્ પરમાત્માનું સ્વરૂપ.**

*જ્યહિ તેં ચેતન વિભાવસોં ઉલટિ આપુ,
સમૈ પાઈ અપનો સુભાવ ગહિ લીનો હૈ;

---

*અર્થ:— અવસર પ્રાપ્ત થયે જ્યારથી આત્માએ વિભાવ પરિણતિ છોડી નિજસ્વભાવ ગ્રહણ કર્યો છે ત્યારથી જે કાંઈ ઉપાદેય અર્થાત્ ગ્રહણ કરવા યોગ્ય હતું તે સર્વ ગ્રહણ કર્યું અને જે કાંઈ હેય અર્થાત્ ત્યાગ કરવા યોગ્ય હતું તે સર્વ છોડી દીધું. હવે સ્વરૂપનું ભાન થવાથી પૂર્ણકામપણું પ્રાપ્ત થયું. એટલે હવે બીજું કોઈ ક્ષેત્ર પણ લેવાને માટે રહ્યું નહિ. સ્વરૂપનો તો કોઈ કાળે ત્યાગ કરવાને મૂર્ખ પણ ઇચ્છે નહીં અને જ્યાં કેવલસ્વરૂપસ્થિત છે ત્યાં તો પછી બીજું કંઈ રહ્યું નથી, એટલે ત્યાગવાપણું પણ રહ્યું નહીં. હવે જ્યારે લેવું, દેવું એ બન્ને નિવૃત્ત થઈ ગયું ત્યારે બીજું કોઈ નવીન કાર્ય કરવાને માટે શું ઉગર્યું ?

તબહિ તેં જો જો લેનજોગ સો સો સબ લીનો,
જો જો ત્યાગજોગ સો સો સબ છાંડી દીનો હૈ.
લેવેકો ન રહી ઠોર, ત્યાગિવેકો નાહી ઓર,
બાકી કહા ઉબર્યો જુ, કારજ નબીનો હૈ,
સંગત્યાગી, અંગત્યાગી, વચનતરંગત્યાગી,
મનત્યાગી, બુદ્ધિત્યાગી, આપા શુદ્ધ કીનો હૈ.

કેવી અદ્‌ભૂત દશા ?

૧૪

**મુંબઈ. માહ વદ ૧૦ સોમ. ૧૯૪૮.**

**આત્મ જાગૃતદશા.**

આત્માપણે કેવળ ઉજાગર અવસ્થા વર્ત્તે, અર્થાત્ આત્મા પોતાનાં સ્વરૂપને વિષે કેવળ જાગૃત હોય ત્યારે તેને **કેવળજ્ઞાન** વર્ત્તે છે એમ કહેવું યોગ્ય છે, એવો શ્રી તીર્થંકરનો આશય છે.

"આત્મા" જે પદાર્થને તીર્થંકરે કહ્યો છે, તે જ પદાર્થની તે જ સ્વરૂપે પ્રતીતિ થાય, તેજ પરિણામે આત્મા સાક્ષાત્ ભાસે ત્યારે તેને **પરમાર્થસમ્યક્‌ત્વ** છે, એવો શ્રી તીર્થંકરનો અભિપ્રાય છે.

એવું સ્વરૂપ જેને ભાસ્યું છે તેવા પુરુષને વિષે નિષ્કામ શ્રદ્ધા છે જેને તે પુરુષને **બીજરુચિસમ્યક્‌ત્વ** છે.

તેવા પુરુષની નિષ્કામ ભક્તિ અબાધાએ પ્રાપ્ત થાય એવા

---

અર્થાત્ જેમ થવું જોઇએ તેમ થયું ત્યાં પછી બીજી લેવાદેવાની જંજાળ કયાંથી હોય ? એટલે કહે છે કે અહીં પૂર્ણ કામતા થઈ, કેમકે પરિગ્રહ છોડી દીધો, શરીર છોડી દીધું, વચનની ક્રિયાથી રહિત થયા, મનના વિકલ્પો તજી દીધા, ઇંદ્રિયજનિત જ્ઞાન છોડયું અને આત્માને શુદ્ધ કર્યો. અનુવાદક—હરિલાલ.

ગુણો જે જીવમાં હોય તે જીવ **માર્ગાનુસારી** હોય એમ જિન કહે છે.

અમારો અભિપ્રાય કંઈ પણ દેહપ્રત્યે હોય તો તે માત્ર એક આત્માર્થે જ છે, અન્ય અર્થે નહીં. બીજા કોઈ પણ પદાર્થ પ્રત્યે અભિપ્રાય હોય તો તે પદાર્થ અર્થે નહીં, પણ આત્માર્થે છે. તે આત્માર્થ તે પદાર્થની પ્રાપ્તિ અપ્રાપ્તિને વિષે હોય એમ અમને લાગતું નથી. "આત્માપણું" એ ધ્વનિ સિવાય બીજો કોઈ ધ્વનિ કોઈ પણ પદાર્થના ગ્રહણત્યાગમાં સ્મરણજોગ નથી. અનવકાશ આત્માપણું જાણ્યા વિના, તે સ્થિતિ વિના અન્ય સર્વ ક્લેશરૂપ છે.

૬૫

**મુંબઈ. વૈશાખ વદ ૬ સોમ. ૧૯૪૮.**

**જ્ઞાનીનું વર્ત્તન-જ્ઞાની પ્રત્યે ભક્તિ**

જ્ઞાનીને વિષે જો કોઈ પણ પ્રકારે ધનાદિની વાંછા રાખવામાં આવે છે, તો જીવને દર્શનાવરણીય કર્મનો પ્રતિબંધ વિશેષ ઉત્પન્ન થાય છે. ઘણું કરીને જ્ઞાની તેવો પ્રતિબંધ કોઈને પોતાથકી ઉત્પન્ન ન થાય એમ વર્ત્તે છે.

જ્ઞાની પોતાનું ઉપજીવન, આજીવિકા પણ પૂર્વકર્માનુસાર કરે છે, જ્ઞાનને વિષે પ્રતિબદ્ધતા થાય એમ કરી આજીવિકા કરતા નથી અથવા કરાવવાનો પ્રસંગ ઇચ્છતા નથી એમ જાણીએ છૈયે.

જ્ઞાની પ્રત્યે જેને કેવળ નિસ્પૃહ ભક્તિ છે, પોતાની ઇચ્છા તે થકી પૂર્ણ થતી ન દેખીને પણ જેને દોષ આવતો નથી એવા જે જીવ છે, તેને જ્ઞાનીને આશ્રયે ધીરજથી વર્ત્તતાં આપત્તિનો નાશ હોય છે. અથવા ઘણું મંદપણું થઈ જાય છે, એમ જાણીએ છૈયે; તથાપિ તેવી ધીરજ રહેવી આ કાળને વિષે બહુ

બિકટ છે, અને તેથી ઉપર જણાવ્યું છે, એવું પરિણામ ઘણી-વાર આવતું અટકી જાય છે.

૧૬

**વિક્રમ સંવત. ૧૯૪૮.**

**ભવવાસી મૂઢ દશા.**

(૧) *રવિકે ઉદ્યોત અસ્ત હોત દિન દિન પ્રતિ,
અંજુલીકે જીવન જ્યોં, જીવન ઘટતું હૈ;
કાલકે ગ્રસત છિન છિન, હોત છીન તન,
આરેકે ચલત માનો કાઠસો કટતુ હૈ;
એતે પરિ મૂરખ ન ખોજે પરમારથકો,
સ્વારથકે હેતુ ભ્રમ ભારત ઠટતુ હૈ;
લગ્યો ફિરે લોગનિસોં, પગ્યો પરિ જોગનિસો,
વિષૈ રસ ભોગનિસોં, નેકુ ન હટતુ હૈ. ૧.

(૨) ÷જૈસે મૃગ મત્ત વૃષાદિત્યકી તપતિ માંહી,
તૃષાવંત મૃષાજલ કારણ અટતુ હૈ;

---

*જેમ સૂર્યનો ઉદય અને અસ્ત દિનપ્રતિદિન થાય છે, જેમ હસ્તાંજલિમાં રહેલ પાણી ક્રમશઃ ઘટતું જાય છે, તેમજ જીવન પણ સમયે સમયે ઓછું થતું જાય છે. વળી જેમ કરવત ખેંચાયાથી કાષ્ટ કપાય છે તેમ કાળથી ગ્રસ.યેલ કાયા પણ ક્ષણે ક્ષણે ક્ષીણ થાય છે; આમ હોવા છતાં અજ્ઞાની જીવ પરમાર્થ-માર્ગ ( મોક્ષમાર્ગ ) ની ખોજ કરતો નથી અને લૌકિક સ્વાર્થ માટે અજ્ઞાનનો બોજો ઉઠાવી ભમે છે. દેહ આદિ પર વસ્તુઓમાં પ્રીતિ કરે છે, મન, વચન અને કાયાના યોગમાં અહંબુદ્ધિ કરે છે અને સાંસારિક વિષય-રસના ભોગોથી જરાપણ પાછો હઠતો નથી.

÷જેમ ગ્રીષ્મકાળમાં સૂર્યનો તીવ્ર તાપ હોવા છતાં તરસ્યો

तैसे भववासी मायाहीसों हित मानि मानि,
ठानि ठानि भ्रम भूमि नाटक नटतु है;
आगेकों ढुंकत धाय पाछे बछरा चराय,
जैसे दगहीन नर जेवरी वटतु है;
तैसे मूढ चेतन सुकृत करतूति करे,
रोवत हसत फल खोवत खटतु है. २. (समयसार.)

૧૭

**મુંબઈ. આશ્વિન ૧૯૪૮.**

## વ્યવસાય ઉદય વેદતાં નિવૃત્તિમાર્ગ વિચાર.

ઇંદ્રિયના વિષયરૂપી ક્ષેત્રની જમીન જીતવાને આત્મા અસમર્થપણું બતાવે છે અને આખી પૃથ્વી જીતવામાં સમર્થપણું ધારે છે, એ કેવું આશ્ચર્યરૂપ છે?

પ્રવૃત્તિને આડે આત્મા નિવૃત્તિનો વિચાર કરી શકતો નથી, એમ કહેવું એ માત્ર બહાનું છે. જો થોડો સમય પણ આત્મા પ્રવૃત્તિ છોડી પ્રમાદ રહિત હમેશાં નિવૃત્તિનો વિચાર કરે, તો તેનું બળ પ્રવૃત્તિમાં પણ પોતાનું કાર્ય કરી શકે છે. કારણ દરેક

---

મૃગ ઉન્મત્ત થઈ મિથ્યાજળ (ઝાંઝવાના જળ) માટે વ્યર્થ ભટકયા કરે છે તેમ સંસારી જીવ માયામાં જ કલ્યાણ સમજી, મિથ્યાકલ્પના કરી સંસારરૂપ રંગભુમિમાં નટની જેમ નાચે છે. વળી અંધ મનુષ્ય આગળ આગળ દોરડું ભાગતો જાય અને પાછળ પાછળ વાછડો તે દોરડું ચાવતો જાય તો જેમ તે અંધ મનુષ્યનો પરિશ્રમ નિષ્ફળ જાય છે તેમ મૂર્ખ જીવ શુભાશુભ ક્રિયા કરે છે; અને શુભ ક્રિયાના ફળમાં હર્ષથી તથા અશુભ ક્રિયાના ફળમાં શોકથી મનુષ્યજન્મ પ્રાપ્તિનું ફળ એળે જાય છે.

અનુવાદક–હરિલાલ ભાયાણી.

વસ્તુનો પોતાના વધતા ઓછા બળવાનપણાના પ્રમાણમાં પોતાનુ કાર્ય કરવાનો સ્વભાવ છે. માદક ચીજ બીજા ખોરાક સાથે મોનાના અસલના સ્વભાવ પરિણમવાને ભૂલી જાતી નથી, તેમ જ્ઞાન પણ પોતાનો સ્વભાવ ભૂલતુ નથી માટે દરેક જીવે પ્રમાદ રહિત, યોગ્ય કાળ, નિવૃત્તિ માર્ગનો વિચાર નિરંતર કરવો જોઇએ.

**કષાય ટાળવાનો ક્રમ.**

### મોહ-કષાયઃ—

દરેક જીવની અપેક્ષાએ જ્ઞાનીએ ક્રોધ, માન, માયા અને લોભ એમ અનુક્રમ રાખ્યો છે. તે ક્ષય થવાની અપેક્ષાએ છે

પહેલો કષાય જવાથી અનુક્રમે બીજા કષાયો જાય છે. અને અમુક અમુક જીવોની અપેક્ષાએ માન, માયા, લોભ અને ક્રોધ એમ ક્રમ રાખેલ છે, તે દેશ કાળ, ક્ષેત્ર જોઇને. પ્રથમ જીવને બીજાથી ઉંચો માનવા માન થાય છે. તે અર્થે છળકપટ કરે છે; અને તેથી પૈસા મેળવે છે; અને તેમ કરવામાં વિઘ્ન કરનાર ઉપર ક્રોધ કરે છે. એવી રીતે કષાયની પ્રકૃતીઓ અનુક્રમે બંધાય છે, જેમાં લોભની એટલી બધી બળવત્તર મીઠાશ છે, કે તેમાં જીવ ભાન પણ ભૂલી જાય છે, ને તેની દરકાર નથી કરતા; માટે માનરૂપી કષાય ઓછો કરવાથી અનુક્રમે બીજા એની મેળે ઓછા થઈ જાય છે.

**નિઃશંક વૃત્તિએ શ્રદ્ધા.**

### આસ્થા તથા શ્રદ્ધાઃ—

દરેક જીવે જીવના અસ્તિત્વથી તે મોક્ષ સુધીની પૂર્ણપણે શ્રદ્ધા રાખવી. એમાં જરાપણ શંકા રાખવી નહીં. આ જગ્યાએ અશ્રદ્ધા રાખવી તે જીવને પતિત થવાનું કારણ છે, અને તે એવું સ્થાનક છે કે ત્યાંથી અત્રે પડવાથી કાંઈ સ્થિતિ રહેતી નથી.

સિત્તેર કોટાકોટિ સાગરોપમ સ્થિતિ અંતર્મુહૂર્ત્તમાં બંધાય છે; જેને લઇને જીવને અસંખ્યાતા ભવ ભ્રમણ કરવાં પડે છે.

ચારિત્રમોહનો લટક્યો તે ઠેકાણે આવે છે, પણ દર્શનમોહનો પડયો ઠેકાણે આવતો નથી. કારણ, સમજવા ફેર થવાથી કરવા ફેર થાય છે. વીતરાગરૂપ જ્ઞાનીનાં વચનમાં અન્યથાપણું હોવાનો સંભવ નથી. તેના અવલંબને રહી અમૃત રેડયું હોય એવી રીતે શ્રદ્ધાને ઓધે પણ ન્યૂન ન કરવી. જ્યારે જ્યારે શંકા થવાનો પ્રસંગ આવે ત્યારે જીવે વિચારવું કે તેમાં પોતાની ભૂલ જ થાય છે. વીતરાગ પુરુષોએ જ્ઞાન જે મતિથી કહ્યું છે, તે મતિ આ જીવમાં છે નહી; અને આ જીવની મતિ તો શાકમાં મીઠું ઓછું પડયું હોય તો તેટલામાં જ રોકાઈ જાય છે. તો પછી વીતરાગના જ્ઞાનની મતિનો મુકાબલો ક્યાંથી કરી શકે? તેથી બારમા ગુણ સ્થાનકના અંતસુધી પણ જીવે જ્ઞાનીનું અવલંબન લેવું એમ કહ્યું છે.

અધિકારી નહીં છતાં પણ ઊંચા જ્ઞાનનો ઉપદેશ કરવામાં આવે છે તે માત્ર આ જીવે પોતાને જ્ઞાની તથા ડાહ્યો માની લીધેલો હોવાથી તેનું માન ગાળવાના હેતુથી અને નીચેના સ્થાનકેથી વાતો કહેવામાં આવે છે તે માત્ર તેવો પ્રસંગ પ્રાપ્ત થયે નીચે ને નીચે જ રહે.

૧૮

**મુંબઈ. ફાગણ શુદ ૭ ગુરુ. ૧૯૪૯.**

**જ્ઞાનીની ભક્તિથી વિભાવમુક્તિ.**

આત્માને વિભાવથી અવકાશિત કરવાને અર્થે અને સ્વભાવમાં અનવકાશપણે રહેવાને અર્થે કોઈ પણ મુખ્ય ઉપાય હોય તો આત્મારામ એવા જ્ઞાની પુરુષનો નિષ્કામ બુદ્ધિથી ભક્તિયોગરૂપ સંગ છે. તે સફળ થવાને અર્થે નિવૃત્તિ ક્ષેત્રમાં તેવો જોગ પ્રાપ્ત

થવો એ કોઈ મોટા પુણ્યનો જોગ છે, અને તેવો પુણ્યજોગ ઘણા પ્રકારના અંતરાયવાળો પ્રાયે આ જગતને વિષે દેખાય છે આત્માપણે કેવળ આત્મા વર્તે એમ જે ચિંતવન રાખવું તે લક્ષ છે, શાસ્ત્રના પરમાર્થરૂપ છે.

**આત્મકાળનો અનંત કાળથી અભાવ**

આ આત્મા પૂર્વે અનંતકાળ વ્યતીત કર્યે જાણ્યો નથી, તે ઉપરથી એમ લાગે છે કે તે જાણવાનું કાર્ય સર્વથી વિકટ છે. અથવા તો જાણવાના તથારૂપ યોગો પરમ દુર્લભ છે. જીવ અનંતકાળથી એમ જાણ્યા કરે છે કે હું અમુકને જાણું છઉં. અમુકને નથી જાણતો એમ નથી, એમ છતાં જે રૂપે પોતે છે તે રૂપનું નિરંતર વિસ્મરણ ચાલ્યું આવે છે, એ બહુ બહુ પ્રકારે વિચારવા યોગ્ય છે, અને તેનો ઉપાય પણ બહુ પ્રકારે વિચારવા યોગ્ય છે.

૧૯

મુંબઈ. ચૈત્ર સુદ ૧, ૧૯૪૯.

ૐ

(૧)

**સમતા, રમતા, ઊરધ્વતા, જ્ઞાયકતા, સુખભાસ;**
**વેદકતા, ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ.**

જે તીર્થંકર દેવે સ્વરૂપસ્થ આત્માપણે થઈ વક્તવ્યપણે જે પ્રકારે તે આત્મા કહી શકાય તે પ્રમાણે અત્યંત યથાસ્થિત કહ્યો છે તે તીર્થંકરને બીજી સર્વ પ્રકારની અપેક્ષાનો ત્યાગ કરી નમસ્કાર કરીએ છૈયે.

પૂર્વે ઘણાં શાસ્ત્રોનો વિચાર કરવાથી તે વિચારનાં ફળમાં સત્પુરુષને વિષે જેનાં વચનથી ભક્તિ ઉત્પન્ન થઈ છે, તે તીર્થંકરનાં વચનને નમસ્કાર કરીએ છૈયે.

ઘણા પ્રકાર જીવના વિચાર કરવાથી, તે જીવ આત્મારૂપ પુરૂષ વિના જાણ્યો જાય એવો નથી, એવી નિશ્ચળ શ્રદ્ધા ઉત્પન્ન થઈ તે તીર્થંકરના માર્ગ બોધને નમસ્કાર કરીએ છૈયે.

ભિન્ન ભિન્ન પ્રકારે તે જીવનો વિચાર થવા અર્થે તે જીવ પ્રાપ્ત થવા અર્થે, યોગાદિક અનેક સાધનોનો બળવાન પરિશ્રમ કર્યે છતે પ્રાપ્તિ ન થઈ, તે જીવ જે વડે સહજ પ્રાપ્ત થાય છે, તેજ કહેવા વિષે જેનો ઉદ્દેશ છે તે તીર્થંકરનાં ઉદ્દેશવચનને નમસ્કાર કરીએ છૈયે.

( ૨ )

## મનુષ્યપણે સિદ્ધિ-છતાં કેમ થઈ નહીં?

આ જગતને વિષે વિચારશકિત વાચાસહિત વર્ત્તે છે, એવા મનુષ્યપ્રાણી કલ્યાણનો વિચાર કરવાને સર્વથી અધિક યોગ્ય છે. તથાપિ પ્રાયે જીવને અનંતવાર મનુષ્યપણું મળ્યા છતા તે કલ્યાણ સિદ્ધ થયું નથી, જેથી વર્તમાનસુધી જન્મ મરણનો માર્ગ આરાધવો પડયો છે. અનાદિ એવા આ લોકને વિષે જીવની અનંતકોટી સંખ્યા છે, સમયે સમયે અનંત પ્રકારની જન્મમરણાદિ સ્થિતિ તે જીવોને વિષે વર્ત્યા કરે છે, એવો અનંતકાળ પૂર્વે વ્યતીત થયો છે. અનંતકોટી જીવનાં પ્રમાણમાં આત્મકલ્યાણ જેણે આરાધ્યું છે, કે જેને પ્રાપ્ત થયું છે એવા જીવ અત્યંત થોડા થયા છે. વર્ત્તમાને તેમ છે, અને હવે પછીના કાળમા પણ તેવી જ સ્થિતિ સંભવે છે, તેમ જ છે, અર્થાત્ કલ્યાણની પ્રાપ્તિ જીવને ત્રણે કાળને વિષે અત્યંત દુર્લભ છે; એવો જે શ્રી તીર્થંકર દેવાદિ જ્ઞાનીનો ઉપદેશ તે સત્ય છે.

એવી જીવ સમુદાયની જે ભ્રાંતિ તે અનાદિ સંયોગે છે, એમ ઘટે છે, એમ જ છે; તે ભ્રાંતિ જે કારણથી વર્તે છે, તે કારણના મુખ્ય બે પ્રકાર જણાય છે. એક પારમાર્થિક અને એક વ્યવહા-

છે, અને તે એ પ્રકારનો એકત્ર અભિપ્રાય જે છે તે એ છે કે આ જીવને ખરી મુમુક્ષુતા આવી નથી એક અક્ષર સત્ય પણ તે જીવમા પરિણામ પામ્યુ નથી, સત્પુરુષના દર્શન પ્રત્યે જીવને રુચિ થઈ નથી, તેવા તેવા જોગે સમર્થ અતરાયથી જીવને તે પ્રતિબધ રહ્યો છે, અને તેનુ સૌથી મોટુ કારણ અસત્સગની વાસનાએ જન્મ પામ્યુ એવુ નિજેચ્છાપણુ, અને અસદ્દર્શનને વિષે સત્દર્શન રૂપ ભ્રાતિ તે છે

**આત્મભ્રાંતિનુ કારણ અસદ્દર્શન-નિજેચ્છાપણુ-અસત્સગ**

આત્મા' નામનો કોઈ પદાર્થ નથી, એવો એક અભિપ્રાય ધરાવે છે. આત્મા નામનો પદાર્થ સયોગિક છે, એવો અભિપ્રાય કોઈ બીજા દર્શનનો સમુદાય સ્વીકારે છે આત્મા દેહ સ્થિતિરૂપ છે, દેહની સ્થિતિ પછી નથી, એવો અભિપ્રાય કોઈ બીજા દર્શનનો છે આત્મા અણુ છે, આત્મા સર્વવ્યાપક છે, આ મા શૂન્ય છે, આત્મા સાકાર છે, આત્મા પ્રકાશરૂપ છે, આત્મા સ્વતત્ર નથી, આત્મા કર્તા નથી, આત્મા કર્તા છે ભોક્તા નથી, આત્મા કર્તા નથી ભોક્તા છે, આત્મા કર્તા નથી ભોક્તા નથી આત્મા જડ છે, આત્મા કૃત્રિમ છે, એ આદિ અનત નય જેના થઈ શકે છે એવા અભિપ્રાયની **ભ્રાંતિનું કારણ એવું અસત્દર્શન તે આરાધવાથી પૂર્વે આ જીવે પોતાનું સ્વરૂપ તે જેમ છે તેમ જાણ્યુ નથી. તે તે ઊપર જણાવ્યાં એકાંત-અયથાર્થપદે જાણી આત્માને વિષે અથવા આત્માને નામે ઈશ્વરાદિ વિષે પૂર્વે જીવે આગ્રહ કર્યો છે એવું જે અસત્સગ, નિજેચ્છાપણું, અને મિથ્યાદર્શનનું પરિણામ તે જ્યાંસુધી મટે નહીં ત્યાંસુધી આ જીવ ક્લેશરહિત એવો શુદ્ધ અસંખ્ય પ્રદેશાત્મક મુક્ત થવો ઘટતો નથી, અને તે અસત્સં-, ગાદિ ટળવાને અર્થે સત્સંગ, જ્ઞાનીની આજ્ઞાનું અ-**

**ત્યંત અંગીકૃતપણું, અને પરમાર્થસ્વરૂપ એવું જે આત્માપણું તે જાણવા યોગ્ય છે.**

પૂર્વે થયા એવા જે તીર્થંકરાદિ જ્ઞાનીપુરુષો તેમણે ઉપર કહી એવી જે ભ્રાંતિ તેનો અત્યંત વિચાર કરી, અત્યંત એકાગ્રપણે-તન્મયપણે જીવસ્વરૂપને વિચારી જીવસ્વરૂપે શુદ્ધ સ્થિતિ કરી છે, તે આત્મા અને બીજા સર્વ પદાર્થો તે શ્રીતીર્થંકરાદિ એ સર્વપ્રકારની ભ્રાંતિ રહિતપણે જાણવાને અર્થે અત્યંત દુષ્કર એવો પુરુષાર્થ આરાધ્યો છે. આત્માને એક પણ અણુના આહાર પરિણામથી અનન્ય ભિન્ન કરી આ દેહને વિષે સ્પષ્ટ એવો અણાહારી આત્મા, સ્વરૂપથી જીવનાર એવો જોયો છે. તે જોનાર એવા જે તીર્થંકરાદિ જ્ઞાની પોતે પોતે જ શુદ્ધાત્મા છે તો ત્યાં ભિન્નપણે જોવાનું કહેવું જો કે ઘટતું નથી, તથાપિ વાણીધર્મે એમ કહ્યું છે.

એવો જે અનંતપ્રકારે વિચારીને પણ જાણવા યોગ્ય ચૈતન્યઘન જીવ તે બે પ્રકારે તીર્થંકરે કહ્યો છે; કે જે સત્પુરુષથી જાણી જીવ, વિચારી, સત્કારીને પોતે તે સ્વરૂપને વિષે સ્થિતિ કરે. પદાર્થ માત્ર તીર્થંકરાદિ જ્ઞાનીએ વક્તવ્ય અને અવક્તવ્ય એવા બે વ્યવહારધર્મવાળા માન્યા છે. અવક્તવ્યપણે જે છે તે અહીં અવક્તવ્ય જ છે. વક્તવ્ય પણે જે જીવ ધર્મ છે, તે સર્વ પ્રકારે તીર્થંકરાદિ કહેવા સમર્થ છે, અને તે માત્ર જીવના વિશુદ્ધ પરિણામે અથવા સત્પુરુષે કરી જણાય એવો જીવ ધર્મ છે, અને તેજ ધર્મ તે લક્ષણે કરી અમુક મુખ્ય પ્રકારે કરી તે ( આ ) દોહાને વિષે કહ્યો છે. અત્યંત પરમાર્થના અભ્યાસે તે વ્યાખ્યા અત્યંત સ્ફુટ સમજાય છે, અને તે સમજાયે આત્માપણું પણ અત્યંત પ્રગટે છે, તથાપિ યથાવકાશ અત્ર તેનો અર્થ લખ્યો છે.

( ૩ )

**તત્વજ્ઞાન જીવસ્વરૂપ.**

**સમતા, રમતા, ઊરધતા, જ્ઞાયકતા સુખભાસ;**

## વેદકતા ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ.

શ્રી તીર્થંકર એમ કહે છે કે આ જગતમાં આ જીવ નામના પદાર્થને ગમે તે પ્રકારે કહ્યો હોય તે પ્રકાર તેની સ્થિતિમાં હો તેને વિષે અમારૂં ઉદાસીનપણું છે. જે પ્રકારે નિરાબાધપણે તે જીવ નામનો પદાર્થ અમે જાણ્યો છે, તે પ્રકારે કરી તે પ્રગટ અમે કહ્યો છે. જે લક્ષણે કહ્યો છે, તે સર્વ પ્રકારના બાધે કરી રહિત એવો કહ્યો છે, અમે તે આત્મા એવો જાણ્યો છે, જોયો છે, સ્પષ્ટ અનુભવ્યો છે, પ્રગટ તેજ આત્મા છીયે. તે આત્મા સમતા નામનાં લક્ષણે યુક્ત છે. વર્ત્તમાન સમયે જે અસંખ્ય પ્રદેશાત્મક ચૈતન્યસ્થિતિ તે આત્માની છે તે, તે પહેલાંના એક, બે, ત્રણ, ચાર દશ, સંખ્યાત, અસંખ્યાત, અનંત સમયે હતી, વર્ત્તમાને છે, હવે પછીના કાળને વિષે પણ તેજ પ્રકારે તેની સ્થિતિ છે, કોઈ પણ કાળે તેનું અસંખ્યાત પ્રદેશાત્મકપણું, ચૈતન્યપણું, અરૂપીપણું, એ આદિ સમસ્ત સ્વભાવ તે છૂટવા ઘટતા નથી; એવું જે સમપણું, સમતા તે જેનામાં લક્ષણ છે તે જીવ છે.

પશુ, પક્ષી મનુષ્યાદિ દેહને વિષે, વૃક્ષાદિને વિષે જે કંઈ રમણીયપણું જણાય છે, અથવા જેના વડે તે સર્વ પ્રગટ સ્ફુરતાંવાળાં જણાય છે, પ્રગટ સુંદરપણા સમેત લાગે છે, તે રમતા રમણીયપણું છે લક્ષણ જેનું તે જીવ નામનો પદાર્થ છે. જેના વિદ્યમાનપણા વિના આખું જગત્ શૂન્યવત્ સંભવે છે, એવું રમ્યપણું જેને વિષે છે, તે લક્ષણ જેને વિષે ઘટે તે જીવ છે.

કોઈપણ જાણનાર ક્યારે પણ કોઈપણ પદાર્થને પોતાનાં અવિદ્યમાનપણે જાણે એમ બનવા યોગ્ય નથી. પ્રથમ પોતાનું વિદ્યમાનપણું ઘટે છે, અને કોઈ પણ પદાર્થનું ગ્રહણ, ત્યાગાદિ કે ઉદાસીન જ્ઞાન થવામાં પોતે જ કારણ છે. બીજા પદાર્થના અંગીકારમાં, તેના અલ્પ માત્ર પણ જ્ઞાનમાં પ્રથમ જે હોય તો જ તે

થઈ શકે એવો સર્વથી પ્રથમ રહેનારો જે પદાર્થ તે જીવ છે. તેને ગૌણ કરીને એટલે તેના વિના કોઈ કંઈ પણ જાણવા ઇચ્છે તો તે બનવા યોગ્ય નથી, માત્ર તે જ મુખ્ય હોય તોજ બીજું કંઈ જાણી શકાય એવો જે પ્રગટ ઊર્ધ્વતા ધર્મ તે જેને વિષે છે, તે પદાર્થને શ્રી તીર્થંકર જીવ કહે છે.

પ્રગટ એવા જડ પદાર્થો અને જીવ તે જે કારણે કરી ભિન્ન પડે છે, તે લક્ષણ જીવનો જ્ઞાયકપણા નામનો ગુણ છે. કોઈપણ સમયે જ્ઞાયકરહિતપણે આ જીવ પદાર્થ કોઈપણ અનુભવી શકે નહીં, અને તે જીવ નામના પદાર્થ સિવાય બીજા કોઈ પણ પદાર્થને વિષે જ્ઞાયકપણું સંભવી શકે નહીં એવું જે અત્યંત અનુભવનું કારણ જ્ઞાયકતા તે લક્ષણ જેમાં છે તે પદાર્થને તીર્થંકરે જીવ કહ્યો છે.

શબ્દાદિ પાંચ વિષયસંબંધી અથવા સમાધિ આદિ જોગ-સંબંધી જે સ્થિતિમાં સુખ સંભવે છે તે ભિન્ન ભિન્ન કરી જોતાં માત્ર છેવટે તે સર્વને વિષે સુખનું કારણ એક જ એવો એ જીવ પદાર્થ સંભવે છે, તે સુખભાસ નામનું લક્ષણ માટે તીર્થંકરે જીવનું કહ્યું છે, અને વ્યવહારદૃષ્ટાંતે નિદ્રાથી તે પ્રગટ જણાય છે. જે નિદ્રાને વિષે બીજા સર્વ પદાર્થથી રહિતપણું છે, ત્યાં પણ હું સુખી છઉં એવું જે જ્ઞાન છે, તે બાકી વધ્યો એવો જે જીવ પદાર્થ તેનું છે; બીજું કોઈ ત્યાં વિદ્યમાન નથી, અને સુખનું ભાસવા-પણે તો અત્યંત સ્પષ્ટ છે. તે જેનેથી ભાસે છે, તે જીવ નામના પદાર્થ સિવાય બીજે ક્યાંય તે લક્ષણ જોયું નથી.

આ મોળું છે, આ મીઠું છે, આ ખાટું છે, આ ખારૂં છે, હું આ સ્થિતિમાં છું, ટાઢે ઠરૂં છઉં, તાપ પડે છે, દુઃખી છઉં, દુઃખ અનુભવું છઉં, એવું જે સ્પષ્ટજ્ઞાન, વેદનજ્ઞાન, અનુભવજ્ઞાન, અનુભવપણું તે જો કોઈમાં પણ હોય તો તે આ જીવ પદને

વિષે છે, અથવા તે જેનું લક્ષણ હોય છે તે પદાર્થ જીવ હોય છે, એ જ તીર્થંકરાદિનો અનુભવ છે.

સ્પષ્ટ પ્રકાશપણું—અનંત અનંત કોટી તેજસ્વી દીપક, મણિ, ચંદ્ર, સૂર્યાદિની કાંતિ જેના પ્રકાશ વિના પ્રગટવા સમર્થ નથી અર્થાત્ તે સર્વ પોતે પોતાને જણાવા અથવા જાણવા યોગ્ય નથી. જે પદાર્થના પ્રકાશને વિષે ચૈતન્યપણાથી તે પદાર્થ જાણ્યા જાય છે, તે પદાર્થ પ્રકાશ પામે છે, સ્પષ્ટ ભાસે છે, તે પદાર્થ જે કોઈ છે તે જીવ છે. અર્થાત્ તે લક્ષણ પ્રગટપણે સ્પષ્ટ પ્રકાશમાન અચળ એવું નિરાબાધ પ્રકાશ્યમાન ચૈતન્ય તે જીવનું તે જીવપ્રત્યે ઉપયોગ વાળતાં પ્રગટ દેખાય છે.

એ જે લક્ષણો કહ્યાં તે ફરિફરી વિચારી જીવ નિરાબાધપણે જાણ્યો જાય છે, જે જાણવાથી જીવ જાણ્યો છે તે લક્ષણો એ પ્રકારે તીર્થંકરાદિએ કહ્યાં છે.

૨૦

મુંબઈ જેઠ શુદ ૧૧ શુક. ૧૯૪૯.

## વિષમકાળ-સત્સંગ દુર્લભપણું.

સર્વ પદાર્થના સાધનમાં પરમસાધન તે સત્સંગ છે, સત્પુરુષના ચરણ સમીપનો નિવાસ છે. બધા કાળમાં તેનું દુર્લભપણું છે: અને આવા વિષમકાળમાં તેનું અત્યંત દુર્લભપણું જ્ઞાનીપુરુષોએ જાણ્યું છે.

## જ્ઞાની પુરુષની પ્રવૃત્તિ

જ્ઞાનીપુરુષોની પ્રવૃત્તિ પ્રવૃત્તિ જેવી હોતી નથી. ઊનાં પાણીને વિષે જેમ અગ્નિપણાનો મુખ્ય ગુણ કહી શકાતો નથી, તેમ જ્ઞાનીની પ્રવૃત્તિ છે, તથાપિ જ્ઞાની પુરુષ પણ નિવૃત્તિને કોઈ પ્રકારે પણ ઇચ્છે છે. પૂર્વે આરાધન કરેલાં એવાં નિવૃત્તિનાં ક્ષેત્રો, વન, ઉપ-

ચન, જોગ, સમાધિ અને સત્સંગાદિ જ્ઞાની પુરુષને પ્રવૃત્તિમાં બેઠાં વારંવાર સાંભરી આવે છે. તે ઉદયપ્રાપ્ત પ્રારબ્ધને તથાપિ જ્ઞાની અનુસરે છે.

**કલ્યાણમાં અંતરાય રૂપે મળ, વિક્ષેપ-અજ્ઞાન.**

કલ્યાણને વિષે પ્રતિબંધરૂપ જે જે કારણો છે, તે જીવે વારંવાર વિચારવા ઘટે છે. તે તે કારણોને વારંવાર વિચારી મટાડવાં ઘટે છે, અને એ માર્ગને અનુસર્યા વિના કલ્યાણની પ્રાપ્તિ ઘટતી નથી, મળ, વિક્ષેપ અને અજ્ઞાન એ અનાદિ જીવના ત્રણ દોષ છે. જ્ઞાનીપુરુષોના વચનની પ્રાપ્તિ થયે તેનો યથાયોગ્ય વિચાર થવાથી અજ્ઞાનની નિવૃત્તિ હોય છે. તે અજ્ઞાનની સંતતિ બળવાન હોવાથી તેનો રોધ થવાને અર્થે અને જ્ઞાનીપુરુષનાં વચનોનો યથાયોગ્ય વિચાર થવાને અર્થે મળ અને વિક્ષેપ મટાડવાં ઘટે છે. સરળપણું, ક્ષમા, પોતાના દોષનું જોવું, અલ્પારંભ, અલ્પ પરિગ્રહ એ આદિ મળ મટવાનાં સાધન છે. જ્ઞાનીપુરુષની અત્યંત ભક્તિ તે વિક્ષેપ મટવાનું સાધન છે.

**જ્ઞાનીના સમાગમના અંતરાયમાં કર્ત્તવ્ય**

જ્ઞાનીપુરુષના સમાગમનો અંતરાય રહેતો હોય તે તે પ્રસંગમાં વારંવાર તે જ્ઞાનીપુરુષની દશા, ચેષ્ટા અને વચનો નિરખવાં, સંભારવાં અને વિચારવાં યોગ્ય છે. વળી તે સમાગમના અંતરાયમાં, પ્રવૃત્તિના પ્રસંગોમાં અત્યંત સાવધાનપણું રાખવું ઘટે છે. કારણ કે એકતો સમાગમનું બળ નથી, અને બીજી અનાદિ અભ્યાસ છે જેનો એવી સહજાકાર પ્રવૃત્તિ છે; જેથી જીવ આવરણપ્રાપ્ત હોય છે. ઘરનુ, જ્ઞાતિનું કે બીજાં તેવાં કામોનું કારણ પડયે ઉદાસીનભાવે, પ્રતિબંધરૂપ જાણી પ્રવર્ત્તન ઘટે છે. તે કારણોને મુખ્યકરી કોઈ પ્રવર્ત્તન કરવું ઘટતું નથી; અને એમ થયા વિના પ્રવૃત્તિનો અવકાશ પ્રાપ્ત થાય નહીં.

**આત્મસ્વરૂપ નિશ્ચયમાં અંતરાયો.**

આત્માને ભિન્ન ભિન્ન પ્રકારની કલ્પના વડે વિચારવામાં, લોકસંજ્ઞા, ઓઘસંજ્ઞા અને અસત્સંગ એ કારણો છે; જે કારણોમાં ઉદાસીન થયા વિના નિઃસત્વ એવી લોકસંબંધી જપતપાદિ ક્રિયામાં સાક્ષાત્ મોક્ષ નથી, પરંપરા મોક્ષ નથી, એમ માન્યા વિના નિઃસત્વ એવા અસત્શાસ્ત્ર અને અસદ્‌ગુરુ જે આત્મસ્વરૂપને આવરણનાં મુખ્ય કારણો છે, તેને સાક્ષાત્ આત્મઘાતી જાણ્યાવિના જીવને જીવનાં સ્વરૂપનો નિશ્ચય થવો બહુ દુર્લભ છે, અત્યંત દુર્લભ છે. જ્ઞાની પુરુષનાં પ્રગટ આત્મસ્વરૂપને કહેતાં એવાં વચનો પણ તે કારણોને લીધે જીવને સ્વરૂપનો વિચાર કરવાને બળવાન થતાં નથી.

**આત્મજ્ઞ આત્મસ્વરૂપ નિરૂપી શકે.**

એવો નિશ્ચય કરવો ઘટે છે કે **આત્મસ્વરૂપ પ્રાપ્ત છે, પ્રગટ છે, તે પુરુષ વિના બીજો કોઈ તે આત્મસ્વરૂપ યથાર્થ કહેવા યોગ્ય નથી; અને તે પુરુષથી આત્મા જાણ્યા વિના બીજો કોઈ કલ્યાણનો ઉપાય નથી. તે પુરુષથી આત્મા જાણ્યા વિના આત્મા જાણ્યો છે, એવી કલ્પના મુમુક્ષુ જીવે સર્વથા ત્યાગ કરવી ઘટે છે.** તે આત્મરૂપ પુરુષના સત્સંગની નિરંતર કામના રાખી ઉદાસીનપણે લોકધર્મસંબંધી અને કર્મસંબંધી છૂટી શકાય એવી રીતે વ્યવહાર કરવો; જે વ્યવહાર કર્યામાં જીવને પોતાનાં મહત્તાદિની ઇચ્છા હોય તે વ્યવહાર કરવો યથાયોગ્ય નથી.

૨૧

**મુંબઈ. પ્રથમ અશાડ વદ ૪ સોમ. ૧૯૪૯.**

ૐ

**હિતવચન.**

સંસાર સ્પષ્ટ પ્રીતિથી કરવાની ઇચ્છા થતી હોય તો તે પુરુષે

જ્ઞાનીનાં વચન સાંભળ્યાં નથી. અથવા જ્ઞાનીપુરુષનાં દર્શન પણ તેણે કર્યાં નથી, એમ તીર્થંકર કહે છે.

જેની કેડનો ભંગ થયો છે, તેનું પ્રાયે બધું બળ પરીક્ષીણ-પણાને ભજે છે. જેને જ્ઞાનીપુરુષનાં વચનરૂપ લાકડીનો પ્રહાર થયો છે તે પુરુષને વિષે તે પ્રકારે સંસાર સંબંધી બળ હોય છે, એમ તીર્થંકર કહે છે.

જ્ઞાનીપુરુષને જોયા પછી સ્ત્રીને જોઈ જો રાગ ઉત્પન્ન થતો હોય તો જ્ઞાનીપુરુષને જોયા નથી, એમ તમે જાણો.

જ્ઞાનીપુરુષનાં વચનને સાંભળ્યા પછી સ્ત્રીનું સજીવન શરીર અજીવનપણે ભાસ્યા વિના રહે નહીં. ખરેખર પૃથ્વીનો વિકાર ધનાદિ સંપત્તિ ભાસ્યા વિના રહે નહીં.

જ્ઞાનીપુરુષ સિવાય તેનો આત્મા બીજે ક્યાંય ક્ષણવાર સ્થાયિ થવાને વિષે ઇચ્છે નહીં

એ આદિ વચનો તે પૂર્વે જ્ઞાનીપુરુષો માર્ગાનુસારી પુરુષને બોધતા હતા. જે જાણીને, સાંભળીને તે સરળ જીવો આત્માને વિષે અવધારતા હતા. પ્રાણત્યાગ જેવા પ્રસંગને વિષે પણ તે વચનોને અપ્રધાન ન કરવા યોગ્ય જાણતા હતા, વર્ત્તતા હતા.

સર્વથી સ્મરણ જોગ વાત તો ઘણી છે, તથાપિ સંસારમાં સાવ ઉદાસીનતા, પરના અલ્પ ગુણમાં પણ પ્રીતિ, પોતાના અલ્પ દોષને વિષે પણ અત્યંત કલેશ, દોષના વિલયમાં અત્યંત વીર્યને સ્ફુરવું એ વાતો સત્સંગમાં અખંડ એક શરણાગતપણે ધ્યાનમાં રાખવા યોગ્ય છે. જેમ બને તેમ નિવૃત્તિકાળ, નિવૃત્તિ-ક્ષેત્ર, નિવૃત્તિદ્રવ્ય, અને નિવૃત્તિભાવને ભજજો. તીર્થંકર ગૌતમ જેવા જ્ઞાનીપુરુષને પણ સંબોધતા હતા કે **સમય માત્ર પણ પ્રમાદ યોગ્ય નથી.**

૨૨

**મુંબઈ. પ્રથમ અશાડ વદ ૧૪ બુધ. ૧૯૪૯.**

**આત્મજ્ઞાનના ઉદ્દભવે આશાની સમાધિ.**

ઘણું કરીને પ્રાણીઓ આશાથી જીવે છે. જેમ જેમ સંજ્ઞા

વિશેષ હોય છે તેમ તેમ વિશેષ આશાના બળથી જીવવું થાય છે. **એક માત્ર જ્યાં આત્મવિચાર અને આત્મજ્ઞાનનો ઉદ્દભવ થાય છે, ત્યાં સર્વ પ્રકારની આશાની સમાધિ થઇ જીવતાં સ્વરૂપથી જીવાય છે.** જે કોઈ પણ મનુષ્ય ઇચ્છે છે તે ભવિષ્યમાં તેની પ્રાપ્તિ ઇચ્છે છે; અને એ પ્રાપ્તિની ઇચ્છારૂપ આશાએ તેની કલ્પનાનું જીવવું છે; અને તે કલ્પના ઘણું કરી કલ્પના જ રહ્યા કરે છે. જો તે કલ્પના જીવને ન હોય અને જ્ઞાન પણ ન હોય તો તેની દુઃખકારક ભયંકર સ્થિતિ અકથ્ય હોવી સંભવે છે.

૨૩

**મુંબઈ. બીજા અસાડ વદ ૬. ૧૯૪૯**

## સમ્યક્ત્વીની દશા-પરમાર્થમાં અભ્રાંતિ.

શ્રીકૃષ્ણાદિકની ક્રિયા ઉદાસીન જેવી હતી. જે જીવને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય, તેને સર્વ પ્રકારની સંસારી ક્રિયા તેજ સમયે ન હોય એવો કંઈ નિયમ નથી. સમ્યક્ત્વ ઉત્પન્ન થવા પછી સંસારી ક્રિયા રસરહિતપણે થવી સંભવે છે. ઘણું કરી એવી કોઈ પણ ક્રિયા તે જીવની હોતી નથી કે જેથી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય; અને **જ્યાંસુધી પરમાર્થને વિષે ભ્રાંતિ થાય નહીં ત્યાંસુધી બીજી ક્રિયાથી સમ્યક્ત્વને બાધ થાય નહીં.** સર્પને આ જગતના લોકો પૂજે છે તે વાસ્તવિકપણે પૂજ્ય બુદ્ધિથી પૂજતા નથી, પણ ભયથી પૂજે છે; ભાવથી પૂજતા નથી; અને ઇષ્ટદેવને લોકો અત્યંત ભાવે પૂજે છે. એમ સમ્યગ્દૃષ્ટિ જીવ તે સંસારને ભજતો દેખાય છે, તે પૂર્વે નિબંધન કરેલાં એવાં પ્રારબ્ધ કર્મથી દેખાય છે. વાસ્તવ્યપણે ભાવથી તે સંસારમાં તેનો પ્રતિબંધ ઘટે નહીં. પૂર્વ કર્મના ઉદયરૂપ ભયથી ઘટે છે. **જેટલે અંશે ભાવ પ્રતિબંધ ન હોય તેટલે અંશે જ સમ્યગ્દૃષ્ટિપણું તે જીવને હોય છે.**

